# પેલે પાર.

( સામાજિક નાટક. )

લખનાર:

નાટ્ય સમ્રાટ બાબુ દ્વિજેન્દ્રલાલ રૉય.

અનુવાદક:

સાકરલાલ મગનલાલ કાપડિયા (મધુકર.)

૩૧, અનંતવાડી, મુંબઇ નં. ૨.

પ્રકાશક:

ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર.

કેશવજી દામજી ન્યુબીલ્ડીંગ,

વડગાદી, માંડવી, મુંબઇ નં. ૩

આવૃત્તિ ૧ લી. પ્રત: ૧૫૦૦

૧૯૨૧.

કિંમત: રૂ. ૧-૦-૦

## રા. મધુકરનાં બીજાં પુસ્તકો.

૧. અંધકારપર પ્રકાશ.
૨. સૌંદર્યવિજય (૫ ભાગ)
૩. કમનસીબ લીલા (૨ ભાગ)
૪. ગોરા (૨ ભાગ)
૫. મધુર મિલન
૬. રસમંદિર
૭. બુલબુલ
૮. પ્રેમસમાધિ
૯. કલંકિત કાઉન્ટેસ
૧૦. આનંદ ઝરણાં



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.



સુપ્રસિદ્ધ બંગાલી નાટકકાર સ્વર્ગસ્થ બાબુ દ્વિજેન્દ્રલાલ રૉયના અપૂર્વ સામાજિક નાટકને આધારે "પેલે પાર"ની યોજના કરવામાં આવી છે. આજ નાટકના હિન્દી અનુવાદક પંડિત રૂપનારાયણ પાંડેયના ભાષાન્તરની સહાય પણ લેવામાં આવી છે. આ સ્થલે મૂલ લેખક તથા હિંદી અનુવાદકનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ગુજરાતી અનુવાદમાં મૂલ લહેજ્જત તથા ભાવનો જેટલો અંશ આણી શકાય તેટલો આણવાનો મેં પ્રયત્ન કર્યો છે. તેમાં મને કેટલો વિજય મળ્યા છે તે નક્કી કરવાનું કામ ગુજરાતના નિષ્પક્ષપાતીનું ટીકાકારોનું છે.

અંતમાં આ નાટકમાં જો મારાથી કંઇ ભૂલ થઇ હોય તો તે સહૃદય વાચકો મારા પર લખી મોકલવાની કૃપા કરશે એવી આશા રાખું છું.

૩૧, અનંતવાડી,<br>મુંબઇ, તા.–૧૦–૧૨–૨૧ } મધુકર.

# પ્રકાશકના બે બોલ.



બંગાલના નાટ્ય સમ્રાટ સ્વ. કવિવર દ્વિજેન્દ્રલાલ રૉય વિરચીત "પરપારે" નામક અપૂર્વ સામાજિક નાટકનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થવાનો યશ શ્રીયુત્ દેવજીભાઇ દયાળ ઠક્કરને ઘટે છે. શ્રીયુત્ દેવજીભાઇ આપ બળથી, સરળ અને પરોપકારી વૃત્તિથી આગળ વધેલા અને જાણીતા થયેલા લોહાણા ગૃહસ્થ છે.

એમણે સ્વદેશ અને સાહિત્ય પ્રત્યેના પ્રેમથી પ્રેરાઇને લોહાણા જ્ઞાતીની વાંચી શકે એવી બહેનોને પુસ્તકોની લ્હાણી કરવાની ઇચ્છા મને જણાવવાથી એમની પાસે કેટલાક અન્ય ભાષાઓના સ્ત્રીઉપયોગી પુસ્તકો મૂકવામાં આવ્યાં હતાં તેમાંથી "પરપારે"નું હિન્દી રૂપાંતર "ઉસ-સાર" એમને પસંદ પડયું એટલે તેનો અનુવાદ કરાવી પ્રસિદ્ધ કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ ઉપયોગી, રસિક અને બોધક પુસ્તક છપાવવાનો સઘળો ખર્ચ એ પરોપકારી સાહિત્ય ભક્ત તરફથી આપવામાં આવ્યો છે અને તે માટે તેમને ખરેખરો ધન્યવાદ ઘટે છે. 'પેલેપાર" માં આર્ય-રમણીનું અપૂર્વ સત્ચરિત્ર વિધવિધ દૃષ્ટિએ આ-લેખાયું છે અને તે ભાઇઓ તેમજ બહેનો ઉભયને બોધક થઇ પડશે એવી મારી તો ખાતરી છે.

આ પુસ્તક લોહાણા જ્ઞાતીની સન્નારીઓને વિના મૂલ્યે મળશે તેમ અન્ય ગ્રાહકો માટે પણ મૂલ્ય લગભગ પડતર જેટલુંજ રાખવામાં આવ્યું છે.

શ્રીયુત દેવજીભાઇનો એવાંજ બીજાં ખાસ કરીને બહેનોને ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો શુભ સંકલ્પ છે. પ્રભુ એ શુભ પ્રયાસમાં તેઓશ્રીને ઉત્તરોત્તર યશ આપો અને જે પવિત્ર હેતુથી તે પ્રસિદ્ધ થાય છે તે ફળો એવી પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના છે.

'પેલેપાર'ના અનુવાદક ભાઇ કાપડિયા ગુજરાતી ભાષાના એક અચ્છા લેખક છે. તેમણે કેટલાંક સારાં પુસ્તકોના અનુવાદો કર્યા છે. તથા સ્વતંત્ર પુસ્તકો પણ પ્રકટ કર્યા છે. આ પુસ્તક તેમણે અતિ અલ્પ સમયમાં, તેમની તબીયત બીમાર હોવા છતાં પણ ખંત લઇ તૈયાર કરી આપ્યું છે તે માટે હું તેમનો આભારી છું. ડાયમંડ જ્યુબીલી પ્રેસના વ્યવસ્થાપક રા. પોપટલાલ ભાઇએ પ્રુફ સંશોધન તથા છપાઇ માટે જે શ્રમ લીધો છે તે માટે તેમનો પણ હું આભાર માનું છું.

વડગાદી માંડવી.<br>મુંબાઇ તા. ૩૦-૧૨-૨૧. } ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર.



# નાટકનાં પાત્રો.

પુરૂષ:

| | |
|---|---|
| ભોલાનાથ ... | ... એક જમીનદાર. |
| ભગવાનદાસ ... | ... સરસ્વતીનો પતિ. |
| દીનાનાથ ... | ... લક્ષ્મીનો પાડોશી–ભોલાનાથનો મિત્ર. |
| પ્રેમશંકર ... | ... સરસ્વતીનો મામો. |
| કાલીચરણ ... | ... એક ધંધાવગરનો મોજીલો માણસ. |
| ગૌરીનાથ ... | ... દગાબાજ ગૃહસ્થ. |
| શિવદયાલ, કામતાપ્રસાદ | ... ગૌરીનાથના મિત્રો. |

સ્ત્રી:

| | |
|---|---|
| લક્ષ્મી ... | ... ભગવાનદાસની મા. |
| સરસ્વતી ... | ... ભોલાનાથની પૌત્રી અને ભગવાનદાસની પત્નિ. |
| હીરા ... | ... કુલત્યાગિની સ્ત્રી |
| મુન્ની ... | ... વેશ્યા. |

દાસી, સિપાઈ, મૅજીસ્ટ્રેટ, વકીલ વિગેરે.

# પેલે પાર.

## અંક ૧ લો.

---

### પ્રવેશ ૧ લો.

સ્થલઃ—લક્ષ્મીનું ઘર.

સમયઃ—સ્હવાર.

પાત્રોઃ—લક્ષ્મી, પાડોશણો, દીનાનાથ વિગેરે.

લક્ષ્મી—આજ મારે સોનાનો સુરજ ઉગ્યો છે; બ્હેન ! આવો, મારા આનંદમાં ભાગ લો, આજ મારે સોનાનો સુરજ ઉગ્યો છે.

૧ લી પાડોશણ—હાસ્તો બ્હેન ! દિકરાના વિવાહ થયા પછી આનંદ કેમ ન થાય ?

૨ જી પાડોશણ—બહુ મઝાની વહુ છે-પુનમના ચાંદ જેવી વહુ છે.

૩ જી પાડોશણ—અંધારા ઘરમાં અજવાળાં કરે એવી વહુ છે.

૧ લી પાડોશણ—કેમ ભાઇ ! વહુનો બાપ શો ધંધો કરે છે ?

દીનાનાથ—વહુના માબાપ નથી.

૨ જી પાડોશણ—ત્યારે કોણ છે ?

દીનાનાથ—દાદા છે.

૩ જી પાડોશણ—અને દાદી ?

દીનાનાથ—દાદી પણ નથી.

૧ લી પાડોશણ—અરે! ત્યારે તો બિચારીની દેખરેખ રાખવા-વાળું કોઇ નથી.

દીનાનાથ—દાદા છે ને? એ દાદાએ વહુની જેટલી સંભાળ રાખી છે તેટલી એનાં માબાપ હોત તો તેઓ પણ ન રાખી શકત.

૨ જી પાડોશણ—હં...

દીનાનાથ—હાજી. રાતદિન પોતાની પૌત્રીને વૃદ્ધ છાતી પર ને છાતી પર રાખે છે, પોતાને હાથે ખવડાવે-પીવડાવે છે અને કહેતાં મારી આંખમાં આંસું ભરાઇ આવે છે...

૩ જી પાડોશણ—કેમ? કેમ?

દીનાનાથ—હું પણ બુઢ્ઢો થવા આવ્યો છું; પણ ભોલા દાદા જેવા વૃદ્ધ મેં કદિ પણ જોયા નથી. એક બાજુએ દાન દઇ દઇને ફકીર થતા જાય છે અને છતાં સ્નેહની સાક્ષાત્ મૂર્તિ સમા છે. એમના પ્રેમનો પ્રાણ એ છોકરી છે. એક દિવસ, જ્યારે એ છોકરી ચાર પાંચ વર્ષની હતી, ત્યારે, સ્હવારે હું વૃદ્ધ પાસે ગયો હતો. જઇને જોઉં છું તો દાદાના મ્હોમાં દોરી નાખી પૌત્રી તેની પીઠપર સવાર થઇ, એક હાથમાં લાકડી હલાવતી 'હટ હટ' કરી રહી છે અને ભોલા દાદા પૌત્રીને પીઠ પર બેસાડી આખા ઘરમાં ફેરવી રહ્યા છે.

લક્ષ્મી—ઓહો!

૧ લી પાડોશણ—વાત શું કરો છો? જો એમ હોય તો તો બુઢ્ઢો પુરો પાગલ હોવો જોઇએ.

૨ જી પાડોશણ—ખરેખર દિવાનો હોવો જોઇએ.

૩ જી પાડોશણ—ગમે તેમ હો પણ બહેન! તમને વહુ બહુ સજ્ઞાની મળી છે.

દીના—વહુ તો મળી; પણ દીકરો ગૂમાવ્યો, બહેન!

લક્ષ્મી—આ શું બોલો છો ભાઇ? આવો મારો લાલ! એ તો મારા સિવાય કોઇને ઓળખતોજ નથી.

૧ લી પાડોશણ—મા માટે મરી પડે છે.

૨ જી પાડોશણ—સમજુ છે.

૩ જી પાડોશણ—શીખેલો ભણેલો છે.

દીનાનાથ—ગમે તેટલો સમજુ હો, માપર ગમે તેટલો પ્રેમ રાખતો હો તો પણ વિવાહ થયા પછી દિકરો બદલાઇ જાય છે.

લક્ષ્મી—નહિ, નહિ, એવી વાત ન કરો ભાઇ! મારો આરો ડાહ્યો દીકરો...

૧ લી પાડોશણ—તમે પાળી પોષી મોટો કર્યો છે.

૨ જી પાડોશણ—માંદો સાજો થતાં રાતની રાત જાગરણ કરી તમારી દેહ પીલી નાખી છે.

૩ જી પાડોશણ—નવ મહિના પેટમાં રાખ્યો છે તે શું એમ ભૂલી જશે?

લક્ષ્મી—તમે વાત શું કરો છો ભાઇ? એ મારા સિવાય કોઇને ઓળખતો નથી. આજે જ્યારે હુ મોતને કિનારે આવી છું ત્યારે એ મને છોડી પરાયો થઇ જશે?

દીના—તમારૂં આમ પણ મોત છે ને તેમ પણ મોત છે.

( જાય છે. )

૧ લી પાડોશણ—કેવી અપશુકનીઆ વાણી બોલે છે.?

લક્ષ્મી—હેં બહેન! આવો દીકરો પારકો થઇ જશે?

૩ જી પાડોશણ—તમે એવી વાત સાંભળો છો શા માટે?

લક્ષ્મી—એમ થશે તો એમ! એ તો સુખી થશે.

૨ જી પાડોશણ—સુખી કેમ ન થાય? આવી ચાંદ જેવી વહુ મળી છે ને!

૧ લી પાડોશણ—જાણે સાક્ષાત્ લક્ષ્મી!

૨ જી પાડોશણ—શિવપાર્વતી જેવું જોડું છે બહેન!

( ભગવાનદાસનો પ્રવેશ. )

લક્ષ્મી—આહ! આવ્યો મારો દીકરો! મ્હોડું કેમ સૂકાઇ ગયું છે!

પાડોશણો—હવે હમે જઇએ, બહેન!

લક્ષ્મી—આવજો હો!

( પાડોશણો જાય છે )

લક્ષ્મી—તારૂં મ્હો સુકાયલું જણાય છે! દીકરા! તબિયત કેવી છે?

ભગવાન—તબિયત તો સારી છે. તું હજુ જમી નથી?

લક્ષ્મી—નહિ દીકરા!

ભગવાન—તો જમી લે બા! તારી તબિયત ખરાબ થશે.

લક્ષ્મી—આટલા બધા સુખમાં તબિયત શાની ખરાબ થવાની? દીકરા! વહુ પસંદ છે ને?

ભગવાન—તું પહેલા જમી લે; નહિ તો તારી કોઇ પણ વાત હું સાંભળવાનો નથી.

લક્ષ્મી—જાઉં છું. પણ આ શું? દીકરા! તારી આંખમાં આંસું શાનાં? શું થયું છે મારા લાલ?

ભગવાન—મા!

લક્ષ્મી—કેમ દીકરા!

ભગવાન—મા! ( માતાની છાતી પર માથું મૂકે છે. )

લક્ષ્મી—( કંપિત સ્વરે ) શું છે દીકરા? તું રૂએ છે શા માટે?

ભગવાન—કંઇ નથી. પણ મા! આ શું થયું? આજે મારૂં ચિત્ત વ્યાકુલ અને ઉચાટભર્યું કેમ થઇ ગયું છે? જાણે કોઇ મને તારી પાસેથી છીનવીને દૂર-દૂર લઇ જાય છે. મા! ઘરમાં ચોર ઘૂસી આવ્યો છે. મને છોડી ન દેતી મા!

લક્ષ્મી—તું આ શું બકી રહ્યો છે દીકરા? આ શું? તું તો રોઇ રહ્યો છે...

ભગવાન—મને ખબર નથી કે કેમ આમ થાય છે; પણ મા! જવા દે એ વાતઃ ચાલ, જમી લે. આજે મારી નજર સામે તું ભોજન કર.

લક્ષ્મી—કેમ?

ભગવાન—મારો જીવ એમજ ચાહે છે. ચાલ મા!

( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થલઃ**—ભોલાનાથના બંગલાનો એક ઓરડો.

**સમયઃ**—સન્ધ્યા.

**પાત્રોઃ**—ભોલાનાથ અને સરસ્વતી.

ભોલા—કેમ ? વર પસંદ પડયો ?

સર—જાવ.

ભોલા—જઇશ તો જરૂર. જવા તો બેઠો જ છું. ફક્ત બે દિવસની વાર છે તેટલામાં અધીરી થઇ ગઇ ?–વર તો પસંદ પડયોને ?

સર—જાવ. હું હવે તમારી સાથે નથી બોલવાની.

ભોલા—હવે મારી સાથે શાની બોલે સરસ્વતી ?

સર—દાદા !

ભોલા—દીકરી ! મને પહેલાની પેઠે પ્યાર કરશે ?

સર—હા. જીવીશ ત્યાં સુધી તમને પ્યાર કરીશ.

ભોલા—પહેલાંની પેઠે ગળે વળગીને દાદા કહી બોલાવશે ? એવી જ રીતે જમતી વખતે પાસે આવીને બેસશે ? એવા જ પ્રેમ સાથ-

સર—દાદા ! મારા જવાથી તમને દુઃખ થશે ?

ભોલા—તને કેમ લાગે છે ?

સર—તો પણ પૂછું છું. જવાબ આપો. બહુ દુઃખ થશે ?

ભોલા—દુઃખ ! બન્ને આંખો ફુટી જવાથી મનુષ્યને કેવું દુઃખ થાય છે સરસ્વતી ? તારી મા ન્હોતી, બાપ પણ ન્હોતો; મેં તને મારે હાથે ખવડાવી પીવડાવી આવડી મોટી કરી છે. તારા મ્હોપર ટકટકી લગાવી તને જોઇને જીવી રહ્યો છું. આંખો ફાટી ગઇ છતાં તારૂં મ્હો નીહાળતાં જીવ નથી ધરાયો. તને હરદમ છાતી પર રાખી છે. રાત્રે પણ એવા જોશથી તને આ હૃદય સાથે દાબીને સૂતો કે તું નિંદ્રની ખુમારીમાં કોઇ કોઇ વાર જોસથી બૂમ પાડી ઉઠતી. ત્યારબાદ બિછાના

પરથી ઉઠીને આમ તેમ ફરતાં ફરતાં મનમાં ને મનમાં વિચાર કર્યા કરતો કે હું કોને પ્યાર કરી રહ્યો છું? તથા શા માટે પ્યાર કરૂં છું? એ મારી કોણ છે? મારા કલેજાનું ખૂન પાઇને હું કાળી નાગણ પાળી રહ્યો છું. જ્યારે એ ચાલી જશે ત્યારે જે હૃદયથી એને હું ચાહું છું તેને ડંખીને ચાલી જશે; હું દુઃખથી તરફડિયાં મારીશ અને એ એકવાર પાછું ફરીને જોવાની પણ નથી.

સર—દાદા! હું સાસરે નહિ જાઉં.

ભોલા—ગાંડી! તેં તો કહી દીધું કે સાસરે નહિ જાઉં; પણ તારો ધણી કાંઇ છોડવાનો છે? તેણે તો જાણે તને દામ દઇ ખરીદી લીધી છે. હવે દોરડાંથી બાંધી ખેંચતો–ઘસડતો લઇ જશે.

સર—મારા વિવાહ ત્યારે શામાટે કર્યા દાદાજી?

ભોલા—શા માટે મેં તારા વિવાહ કર્યા'તા, શા માટે મેં મારૂં હૃદય મારે હાથે બહાર કાઢી ફેંકી દીધું'તું; શા માટે મેં મારી બન્ને આંખો ફોડી નાખી'તી એ બધું આગળ જતાં તને સમજાશે–હા—એ સર્વ તને તે વખતે સમજાશે.

સર—શા માટે વિવાહ કર્યા?

ભોલા—તારા જ સુખને માટે બેટી!

સર—મારા સુખ માટે! આ વિવાહથી હું સુખી નથી થવાની.

ભોલા—કેમ દીકરી?

સર—તે તો હું નથી જાણતી. પણ મારો આત્મા એવો જ પોકાર મારી રહ્યો છે. દાદાજી! હું તમને છોડીને નહિ જાઉં.

ભોલા—નહિ કેમ જાય? જશે તો જશે; પણ એક વર્ષ પછી ઉલટી તું જ કહેશે કે હું દાદાજીની પાસે નહિ જાઉં.

સર—હિશ.

ભોલા—ત્યારે જોજે!–તે સમયે દિવસમાં એક વાર પણ તને તારા બુઢ્ઢા દાદાનું સ્મરણ નહિ થાય.

સર—હું નથી જવાની દાદાજી! હું તમને છોડીને નથી જવાની (ગળે વળગે છે) હું નથી જવાની.

ભોલા—નથી જવાની! બહેન! મને દુઃખ નથી થવાનું. જા. સહેવાઇ જશે—એ પણ સહેવાઇ જશે. તું ગયા પછી હું શું કરીશ તે જાણે છે?

સર—શું કરશો? આપઘાત કરશો?

ભોલા—છી! તારે માટે આપઘાત કરૂં! બહુ ગુમાન છે! અરે! તારા વિના 'ક્યાં ગઇ સરસ્વતી, ક્યાં ગઇ સરસ્વતી' કહી રડતો રડતો હું રસ્તામાં દોડતો ફરવાનો નથી—

સર—ત્યારે શું કરશો?

ભોલા—આ વગર સાથીના બીલ્લીના બચ્ચાની પેઠે હું એકલો અટૂલો મારો સમય જેમતેમ પૂરો કરીશ.

(આંખમાંથી આંસુ લૂછે છે.)

સર—નહિ દાદાજી! હું તમને છોડીને નહિ જાઉં (ગળે વળગે છે) દાદાજી!

ભોલા—આ તારો કેવો નિયમ છે, દયામય! એકને દુઃખી કર્યા વિના તું બીજાને સુખ દઇ શકતો નથી! આ ભુજબંધન મારે મારા જ હાથે તોડવું પડે છે. પૌત્રીના સદાના આશ્રયરૂપ આ હૃદયમાંથી એને જાણી જોઇને બહાર કાઢી તેને પારકા ઘરની ભિખારણ—પરાયા ઘરની દાસી—બનાવવી પડે છે. નહિ, તું અહિં જ રહે! ક્યાં જશે? મારા ઘરને અંધારૂં કરીને, હૃદય ખાલી કરીને, પ્રાણ શૂન્ય કરીને, ક્યાં ચાલી જશે બેટી? નહિ. હું તારા વિના નહિ રહી શકું (સરસ્વતીને હૃદય સરસી ચાંપે છે.)

(દરવાનનો પ્રવેશ).

દરવાન—હજુર! કોઇ બાબુ લોક આવ્યા છે.

ભોલા—શું કામ છે?

દરવાન—તે તો ખબર નથી, સરકાર!

ભોલા—હમણાં તેમને ચાલી જવાનું કહે.

દરબાન—જો હુકમ! ( જાય છે. )

ભોલા—સરસ્વતી!

સર—દાદાજી!

ભોલા—વાદળ ચઢી આવ્યું છે! જો તો!

સર—( જોઇને ) કયાં છે? નથી—

ભોલા—ઓહ! મારી ભૂલ છે! સકહુ!

( સકહૂ આવે છે ).

ભોલા—નહિ, કંઇ કામ નથી, જાઓ.

( નોકર જાય છે )

સર—દાદાજી! તમે આ શું કરી રહ્યા છો?

ભોલા—( હસીને ) કંઇ નહિ. ઠીક, સરસ્વતી ત્યારે તું કાલે જશે?

સર—કહું તો ખરૂં દાદાજી! હું નથી જવાની.

ભોલા—એમ તે કંઇ થાય! વિવાહ થયા પછી સાસરે જવું જ પડે છે. ત્યાર પછી તું પાછી આવશે. તારો દાદો આવી જ રીતે તારી રાહ જોયા કરશે.

( દરવાન આવે છે ).

દરવાન—ગુમાસ્તાજી આવ્યા છે.

ભોલા—કેમ?

દર—આપને મળવા ચાહે છે.

ભોલા—હમણાં વખત નથી.

દર—એમણે કહ્યું છે કે બહુ જરૂરી કામ છે.

ભોલા—હમણા નહિ. એમને કહી દે કે જાઓ.

( દરવાન જાય છે ).

ભોલા—આ સમય વ્યર્થ ગુમાવવા જેવો નથી. આ સમયની હરએક ઘડી-દરેક પલ પવિત્ર છે. આ સમય વર્ષાઋતુના આકાશ-

માંના ધૂપની ચમકની પેઠે વધુવાર નથી ટકવાનો. કાલે દીવો ઓલવાઇ જશે. સર્વત્ર અંધકાર છવાઇ જશે.

( પ્રેમશંકર આવે છે ).

ભોલા—કોણ? પ્રેમશંકર! શી ખબર છે?

પ્રેમ—શિવદયાલ આવ્યા છે. નીચે બેઠા છે.

ભોલા—ઓહ! એ બિચારાને છોકરી પરણાવવી છે. ઠીક છે. મેં એમને આજે આવવાનું કહ્યું હતું. પ્રેમશંકર! એમને ૫૦૦૦ રૂપીઆ આપી દો.

પ્રેમ—દસ્તાવેજનો કાગળ એ નથી લાવ્યા.

ભોલા—કાંઇ જરૂર નથી. ભલા માણસ છે.

પ્રેમ—મનુષ્યનો આટલો બધો વિશ્વાસ ન કરો સાહેબ!

ભોલા—કેમ! મનુષ્યનો વિશ્વાસ ન કરૂં! ઇશ્વરની શ્રેષ્ઠ સૃષ્ટિ, પૃથ્વીપર પ્રભુનો અવતાર, સર્વ ગુણોના આધાર–મનુષ્યનો વિશ્વાસ ન કરૂં? જેના સ્વરૂપ સમી આપણે આપણા દેવ દેવીઓની મૂર્તિ કલ્પીએ છીએ તેનો અવિશ્વાસ કરૂં? જગતના પ્રભુ, સમાજના શાસક, સભ્યતાના પુત્ર, ધર્મના સ્થાપક, જ્ઞાનના ગુરૂ, સ્વાર્થત્યાગના શિષ્ય, સ્નેહના દાસ–મનુષ્યનો વિશ્વાસ ન કરૂં? તો પછી શું હું પશુનો વિશ્વાસ કરૂં?

પ્રેમ—ઘણા મનુષ્યો પશુઓથી પણ અધમ હોય છે. જેઓ ભાઇઓ પર અત્યાચાર કરે છે, મિત્રોની પાયમાલી કરે છે, સ્ત્રીઓને મારે છે, વૃદ્ધ પિતાને ધક્કો મારી આ સંસારની પેલીપાર મોકલવા માગે છે–

ભોલા—બસ બસ! મનુષ્યની નિંદા ન કરો. મનુષ્યો મારા ભાઇઓ છે. હું મનુષ્યની નિંદા સાંભળવા નથી માગતો. જાઓ, ગુમાસ્તાને કહી દો–

પ્રેમ૦—પણ–

ભોલા—જાઓ ભાઇ!

( પ્રેમશંકર જાય છે ).

ભોલા--સરસ્વતી!

સર—શું છે દાદાજી!

ભોલા—વાત કેમ નથી કરતી? ચૂપ કેમ બેઠી છે?

સર—શું વાત કરું દાદાજી?

ભોલા—શું વાત કરે? એ પણ ઠીક છે. હવે જે વાત કરવાની હશે તે બધી પેલા નવી મૂછ ને ઘુંઘરાલા બાલવાળા જવાન સાથે જ થશે—ખરું ને?

સર—જાઓ.

ભોલા—મારી સાથે તો બસ આ એક વાત છે. 'જાઓ.'! ક્યાં જાઉં? તને છોડીને ક્યાંય જવાને જીવ નથી ચાહતો. તારો આ મીઠો અવાજ વિહાગ રાગની પેઠે આવીને જાણે મારી આંખોને ચૂમી લે છે; દેહ જાણે કોઇ કેફમાં પડી અચેત થઇ જાય છે અને એટલામાં એ કોમલ ગોળ ગોળ હાથો ફુલમાલાની પેઠે મારા ગળાની આસપાસ વીંટાઇ વળે છે. કેમ! કેવી કવિતા છે?

સર—વાહ! તમે કવિતા કેમ નથી લખતા દાદાજી?

ભોલા—પ્રાસ મળતો નથી. જો કોઇ પ્રાસ મેળવી દે ને અક્ષરોનો હિસાબ રાખે તો હું એક મહા કવિ થઇ જાઉં! પણ વાત એમ છે કે પ્રાસ નથી મળતો.

સર—તો અપદ્યાગદ્ય કવિતા લખો.

ભોલા—અપદ્યાગદ્યના અનેક ભક્તો છે. બિચારા ભારી મહેનતને ભોગે પ્રાસરહિત કાવ્યો લખે છે. તેમની કીર્તિમાં હું શામાટે ભાગ પડાવું? એ વિચારથી નથી લખતો.

સર—નથી લખતા એટલું માતૃભાષાનું સૌભાગ્ય સમજવું જોઇએ.

ભોલા—સૂર્ય અસ્ત થઇ ગયો. જો-ત્યાં જો-સરસ્વતી! આકાશમાં જાણે તરેહતરેહના રંગના સાથીઆ પૂરાઇ રહ્યા છે. કેવું સુન્દર દૃશ્ય છે?

સર—(જોઇને) વાહ, કેવો મનોરમ દેખાવ છે?

ભોલા—કાલે સાંજે આજ સ્થલેથી આકાશ તરફ નજર ફેંકતાં અને સર્વત્ર અંધકાર—અંધકારજ જણાશે. આ સાંભળ, સરસ્વતી ?

સર—શું દાદાજી ?

ભોલા—ગાયન સંભળાય છે ને ?

સર—( કાન માંડીને ) હા—કોણ ગાય છે ? દાદાજી !

ભોલા—ભવાનીપ્રસાદ ! કાલીનો પરમ ભક્ત છે. મેં મારી પાસે એને રાખી લીધો છે. વિચિત્ર માણસ છે.

સર—કેવો ?

ભોલા—બહુ બોલચાલ નથી કરતો. આ જો, પોતાનીજ ધૂનમાં મસ્ત થઇ ગાયન ગાતો ચાલ્યો જાય છે. જાણે એણે પોતાનું આખું હૃદય, આ લોક અને પરલોક, સર્વ આ ગાયનમાંજ સમાવી દીધાં છે. આ જો ! ગાતો ગાતો એ આ તરફ આવે છે. સાંભળ.

( ગાતો ગાતો ભવાનીપ્રસાદ આવે છે ને જાય છે, )

ભવાનીપ્રસાદ—

કાલી ! તું મુજ માત ! અહોહો ! મૈયા ! તું મુજ માત !
તુજ દરશનથી ભવ દુઃખ ભૂલ્યો,
શાંતિ તણા સાગર મહિં ડૂલ્યો.
માયા થઇ સહુ ખાખ, અહો હો ! કાલી તું મુજ માત !
ભવ સાગરમાં નાવ ડુબાને,
હાય ! ભયંકર વાયુ વાયે;
નાવ તું પાર ઉતાર, અહો હો ! કાલી તું મુજ માત !

ભોલા—પૃથ્વી પવિત્ર થઇ ગઇ—મારૂં હૃદય જગદમ્બાની ભક્તિથી ઉભરાઇ ગયું. સરસ્વતી ! ( સરસ્વતી ગળે વળગે છે ).

સર—દાદાજી ! ( એક હાથ ભોલાનાથની કમ્મરની આસપાસ નાખી, બીજે હાથે પોતાના પાલવથી આંસુ લૂંછે છે ).



# પ્રવેશ ૩ જો.

**સ્થાન:**—ગોરીનાથના ઘરનું દિવાનખાનું.

**સમય:**—રાત્રી.

**પાત્રો:**—ગૌરીનાથ, પ્રેમશંકર, કાલીચરણ, હીરા વિગેરે.

ગૌરી—દુનિયા આખીયે ભોલાનાથની ભટાઇ કરી રહી જણાય છે. એની જમીનદારીની આવી આવક છે–તેવી આવક છે; એની જમીનદારીની ખૂબ ઉપજ છે; તો પછી દીકરાની દીકરીના લગ્ન કરતી વખતે કરજ શું જખ મારવા કર્યું હતું?

પ્રેમશંકર—જુઓ ભાઇ! વખત આવે કરજ લેવાય પણ છે ને દેવાય પણ છે.

ગૌરી—હા. પણ એને તો મેં ઉધાર લેતાજ જોયા છે–દેતા તો કદિ પણ જોયા નથી.

પ્રેમ—એઓ ધીરધાર ઓછી કરે છે; પણ આપે છે ત્યારે એકદમ દાન દઇ દે છે.

ગૌરી—કર્ણ રાજા સમા દાતાર ખરા ને?

પ્રેમ—કર્ણ રાજા જેવાજ ભોલાનાથજી દાતાર છે.

ગૌરી—અરે! એ ચાર દિવસમાં હાથ ધોઇ બેસશે–સમજ્યા?

કાલીચરણ—ઘણાના હાથ ધોવાથીજ સાફ થઇ જાય છે. યાદ રાખો, પ્રેમશંકર! 'સાફ' શબ્દનો હું અહિંયા વિકલ્પમાં ઉપયોગ કરૂં છું. અને ઘણાના (ગૌરીનાથ તરફ ઈશારો કરીને) હાથ સમુદ્રના જલમાં ધોવાથી ઉલટો સમુદ્ર લાલ થઇ જાય છે પણ હાથ પરનો ડાઘ જતો નથી. કેમ? આબાદ સાધુ ભાષાજ વાપરી રહ્યો છું ને?" શેકસપિયરે કહ્યું છે: The multitudinous seas incarnadine* ખૂબ કરી! નહિ!

---

* વિરાટ સમુદ્ર આરક્ત થઇ જાય છે.

ગૌરી—પણ યાદ રાખો—હવે ભીખારી હાલતમાં રાહમાં બેસવાનો વખત બહુ દૂર નથી. હું—

પ્રેમ—ભીખારી તો ઘણા લોક થાય છે. પણ તેમાં ફેર એટલો છે કે જે દાન દઇને એ હાલતે પહોંચે છે તે કંગાલ તો અવશ્ય થાય છે; છતાં તે સિંહાસન પર બેસે છે; રસ્તે જતા લોકો તેને જોઇને, તેની સામે ભક્તિભાવથી ઘુંટણીએ પડી તેની પૂજા કરે છે. ઘણા દાન ન કરવાવાળા પણ એવી દશામાં આવી પડે છે. જ્યારે એવા કંગાલ હૃદયના માણસો ભીખારી થઇ રસ્તે રખડતા થાય છે ત્યારે રસ્તેથી જતાં શીયાળવા ને કૂતરાઓ પણ તેને લાત મારીને ચાલ્યાં જાય છે.

ગૌરી—દાન! દાન! દાન! ભોલાનાથે દાન દઇ દઇને ઉકાળ્યું શું? મેં કરજ અદા કરીને જમીનદારી ખરીદી છે અને એ દાન દઇને જમીનદારી ગૂમાવી રહ્યા છે. ખરી વાત એજ છે ને!

પ્રેમ—એમણે જમીનદારી નથી ખરીદી એ વાત સાચી છે; પણ એમણે પણ કંઇક ખરીદયું છે!

ગૌરી—શું?

પ્રેમ—કીર્તિ.

ગૌરી—કીર્તિ શી ચીજ છે? કંઇજ નથી. ફૂહ! હવા છે, ફૂંક મારતા ઉડી જાય છે. કાંઇ પણ થતું નથી. પણ જમીન નક્કર ચીજ છે. તેને ખેડવાથી તથા બી વાવવાથી પાક થાય છે.

કાલી—ખૂબ કહી ગૌરીનાથ! અચ્છો કહી! આબાદ ઉત્પ્રેક્ષા સાથે વાત કરી. પોપ પણ કહી ગયા છે કે solid pudding against empty praise+ કીર્તિ હવા છે—ફુહ! ફુંક મારતાંજ ઉડી જાય છે. ખૂબ કહી ગૌરીનાથ! shake hands (શેક હેંડ કરે છે.).

+ ખાલી આબરૂને બદલે મસાલાદાર હલવો.

પ્રેમ—આપ જાણો છો કે ભોલાનાથજી સ્હવારે દાન પૂણ્ય કર્યા વિના પાણી પણ પીતા નથી.

ગૌરી—ઈર્ષ્યાને લીધે.

પ્રેમ—ઈર્ષ્યા તો તમે કરો છો. ભોલાનાથજીની મોટાઈ સાંભળતાંજ તમારો ચ્હેરો મલીન કેમ થઇ જાય છે?

કાલી—But envy withers at another's joy and hates the excellence it cannot reach[૧].

પ્રેમ—ભોલાનાથજી તો તમારી ઈર્ષ્યા નથી કરતા.

ગૌરી—અજી મનમાં ને મનમાં બળી મરે છે. ફક્ત મ્હોડેથી બૂરાઈ નથી બતાવતા. બુઢ્ઢો બડો પાજી છે.

પ્રેમ—ખબરદાર, ભોલાનાથજીને પાજી ન કહેતા. હું એ સહન કરીશ નહિ.

ગૌરી—નહિ તો શું કરશો? મારશો કે?

પ્રેમ—જરૂર પડે તો માર પણ મારીશ. યાદ રાખજો.

ગૌરી—છટ! તમારી શી મજાલ છે?

પ્રેમ—તો જોઇ લો (બાંહી ચઢાવે છે.)

કાલી—અરે! આ શું કરો છો? આ કાંઇ દાર્શનિક અવસ્થા ન કહેવાય. તર્કથી મીમાંસા કરો. તેથી આગળ ન વધો.

પ્રેમ—નહિ, તમારી સાથે મારામારી કરવી એ મારે માટે લજ્જાની બીના છે. તમે તે કંઇ માણસ છો!

કાલી—આહા! God made him*

(શિવદયાલ અને કામતાપ્રસાદ આવે છે.)

પ્રેમ—હવે શયતાનનો દરબાર પુરેપુરો ભરાઈ ગયો.

(ક્રોધ સહિત ચાલી જાય છે.)

---

૧. ઈર્ષ્યા બીજાની પ્રસન્નતા જોઈ મ્લાન થઇ જાય છે અને પોતાને જે નથી મળી શકતું તેને ધિક્કારે છે.

* ઇશ્વરે એને બનાવ્યો છે.

શિવ—શું છે? શું છે?

ગૌરી—પેલો બદમાશ મારે ઘેર મારી સાથે લડવા આવ્યો હતો. કહે છે કે માર મારીશ. આવ ને? ( બાંહી ચઢાવીને ) આવ ને બચ્ચા!

કાલી—Why Gouri! this is worse than quixotic*? Don quixotic windmill ( પવન ચક્કી ) સાથે યુદ્ધ કરવા ગયો'તો; પણ તમે તો પવન સાથે લડવા નીકળ્યા છો.

ગૌરી—ઠીક. કોઇ દિવસ જોઇ લઇશ. ( બેસી જાય છે. )

કાલી—ડહાપણની વાત કરી. said like a wise man.

ગૌરી ( શિવદયાલને )—ઠીક, ત્યાંની શી ખબર છે?

શિવદયાલ—લીલામ પર ચઢી ગયો છે. કમલાપુર લાટ નં. ૨૫. તા. ૨૭ મી જુલાઇ.

ગૌરી—એ તો મને ખબર છે. લીલામી ઇસ્તિહાર જારી નહિ થાય ને!

શિવ—નહિ. એની પણ વ્યવસ્થા કરી દીધી છે.

ગૌરી—વાહ! વાહ! કયા બાત હૈ! ઠીક ત્યારે તમે હમણાં જાઓ. હું જરા એટર્ની પાસે જઇ આવું.

શિવ—હુંજ જાઉં! બતાવો ને! શું કામ છે?

ગૌરી—તમને કાંઇ બીજું કામ નથી?

શિવ—મને બીજું કામ? મારૂં તો આજ કામ છે.

ગૌરી—ઠીક ત્યારે. આ કાગળ લઇ જાઓ. સહી કરી આપું છું. અને બીજી બધી બીના વકીલ જાણે છે. લો. ( બાકસમાંથી કાગળ કાઢી શિવદયાલને આપે છે. )

( શિવદયાલ જાય છે )

---

* અરે! ગૌરી! તું તો કવીકઝોટીસથી ય વધી ગયો.

કાલી—For Satan finds some mischief still for idle hands to do*

ગૌરી—( કામતાપ્રસાદને ) બોલો હવે. તમે શું ખબર લાવ્યા છો ?

કામતા—અચ્છી ખબર છે.

ગૌરી—કેટલા માગે છે ?

કામતા—થોડાજ (કાનમાં) ભારી ખુબસુરત છે.

ગૌરી—રૂપરંગ સારા છે ?

કામતા—અરે ! વાતજ ન પુછો ! માની લો કે પરી છે પરી !

ગૌરી—ત્યારે ચોકઠું બેસાડી દો.

કામતા—ઠીક ત્યારે. હું જાઉં છું. મારે એક જરૂરી કામ છે.

( જાય છે )

કાલી—ગૌરીનાથ ! સાંભળો. એ ચમકતી આંખો ને ચાંદ સા મુખડા તરફ ન ઝુકો ! ઘરમાં બેસી ગુપચુપ બ્રાંડી પીઓ–શરાબ ઉડાવો–પણ સ્યામ ઝુલ્ફોવાળી નાઝનીન ! શું તમે જાણુતા નથી કે:

What dire offence from amorous causes springs;
What mighty contests rise from trivial things+

( કાલીચરણ જાય છે. )

ગૌરી—હું માથાના બાલથી તે પગની આંગળીઓના નખ સુધી બદમાશ છું. કયું કામ આ હાથેથી નથી થયું ? ચોરી ? સંભવ છે ત્યાં સુધી આ ચોરીજ છે. ઇશ્તિહાર બંધ કરીને આ જમીનદારીની ચોરી થાય છે. પણ એમ તો બધાય કરે છે. દુનિયામાં દોલત અને

* સેતાન હમ્મેશાં સેતાની આળસુઓ માટે કંઇ ને કંઇ નીચ કૃત્ય શોધીજ રાખે છે.

+ કામવાસનામાંથી અનેક દારૂણ ઉત્પાત થાય છે અને નજીવી બીનામાંથી ભયંકર યુધ્ધો સળગે છે.

જમીન એકઠી કરવા માટે આવા પ્રપંચોની જરૂર પડે છે. મહફિલમાં ખડા થયા પછી વળી ઘૂંઘટ કેવો!...અને બીજી બાજુ જરા દીલ બહેલાવવાનું મનોરંજક સાધન પણ જોઇએ. એથી પણ ખરાબ કામો આ ગૌરીનાથે કર્યા છે. એક દિન—

( હીરાનો પ્રવેશ )

હીરા—એજ. એજ છે.

ગૌરી—(ચોંકીને) કોણ છે તું ?

હીરા—કોણ છું હું ? આંખો ફાડીને જુઓ. પીછાન પડે છે કે નહિ ? ( લૅમ્પ લઈ પોતાના મ્હોપર પ્રકાશ ફેંકે છે )

ગૌરી—( આશ્ચર્યચકિત થઇ )—હીરા !

હીરા—કેમ ? પીછાન પડી ?

ગૌરી—તું અહિં ક્યાંથી ?

હીરા—પાગલખાનામાંથી આવી છું.

ગૌરી—પાગલખાનામાંથી ?

હીરા—હા–પાગલખાનામાંથી ! ત્યાં હું કેમ ગઇ'તી તે સાંભળશો ?

ગૌરી—કેમ ગઇ'તી ?

હીરા—તમારીજ અસીમ કૃપાથી. સાંભળશો ?

ગૌરી—શું ?

હીરા—તમારી દયાની કહાણી ! એ વાતના અક્ષરે અક્ષરે ટપ ટપ ખૂન ટપકી રહ્યું છે. એની દરેક લીંટી એક શયતાનના જીવન-ચરિત સમી છે. ઠીક. સાંભળો. તમે જ્યારે કઠોર શિયાળાની કડકડતી ઠંડીમાં વસ્ત્ર તથા અનાજ વિના એક ફાટી તૂટી કંબલ સાથે પેલા તુટ્યા ખંડેરમાં મને છોડી આવ્યા ત્યારેજ હું પાગલ થઇ ગઇ હોત-ફક્ત મારા નાનકડા બાલકનું ચાંદ સમું વદન જોઇ હું હોંશમાં રહી પણ એ ગાઢ અન્ધકારમાં મારો જીવન આધાર દીપક પણ બુઝાઇ ગયો. મારૂં બાલક પોષ માહની કડકડતી ઠંડીમાં ભૂખને લીધે તફડી

તફડીને મરી ગયું. હું મારા શરીરની ગરમીની હુંફથી તેની રક્ષા કરતી'તી–છાતી નીચોવી નીચોવીને ટીપું ટીપું દૂધ કાઢી તેને પાતી'તી; પણ ત્રણ દિનના કડાકા પછી મારા દિલમાં ગરમી ક્યાંથી રહે? મારી છાતીમાં દૂધ ક્યાંથી આવે? મારૂં બચ્ચું શરદીથી અકડીને, ભૂખથી તફડીને આ લોક તજી પરલોકમાં ગયું (સ્વર કંપવા માંડે છે)

ગૌરી—તેમાં મારે શું?

હીરા—તમારે શું?–હા–એ પણ ઠીક છે. તેમાં તમારે શું?–એ કંઇ તમારૂં બાલક થોડું હતું! એ તો મારી આંખોનું તેજ, મારા આંચલનું રત્ન, મારા હૃદયનો આધાર–મારૂં સર્વસ્વ હતું. (રૂએ છે.)

ગૌરી—હવે રોવાથી શું વળશે?

હીરા—કંઇ નહિ. કંઇજ વળશે નહિ. રડવાથી કાંઇ વળશે એવી આશાથી લોકો નથી રડતા. રડવું આવે છે તેથી લોકો રૂએ છે. હું રડી રડીને તમારૂં હૃદય પીગળાવવા નથી આવી. તમારી પાસે આશ્રયની ભીખ માગવા પણ નથી આવી. એક દિવસ એવો હતો કે જ્યારે તમે મને એક લવંડરની શીશી આપતા તો તેને હું આંખોએ લગાવી ચૂમી લેતી પણ આજે તમે મારી સામે કદાચ કુબેરની સંપતિ રાખી દો તો તેને પણ હું લાત મારીને ચાલી જઇશ.

ગૌરી—તો પછી અહિં આવી શામાટે?

હીરા—મરવા પહેલાં તમારી કીર્તિનું પુરાણ તમને સંભળાવવાને. સાંભળો. જ્યારે મેં જોયું કે મારૂં બાલક રોતું નથી, હાલતું નથી કે નથી આંખ ખોલતું ત્યારે હું ચીસ પાડીને રડી–એવા જોસથી ચીસ પાડી કે કદાચ દુનિયાભરમાં એવી ચીસ આજ સુધી કોઇએ પણ ન પાડી હોય! પણ કોઇએ મારી ચીસ ન સાંભળી. જાણે લાગણીહીન શિયાળાની કડકડતી ઠંડીમાં બધા બહેરાજ બની ગયા ને મારી કરૂણ ચીસ પવનના સપાટામાં ઘસડાઇ ગઇ. ત્યાર પછી હું મારા બચ્ચાની લાશ લઇ આમ તેમ દોડવા લાગી. એક જગ્યાએ

ઠોકર ખાઇને પડી ગઇ. જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે પોલિસના હાથમાં હતી. મારા બાલકની લાશ મારી ગોદમાં ન્હોતી. પોલિસ સિપાઇઓ મને અદાલતમાં હાકેમ પાસે લઇ ગયા. ડૉકટરે મારી તપાસ કરી. મને કોણ જાણે કેવા કેવા સવાલ પૂછ્યા—કંઇ સમજાયું નહિ. મેં શું જવાબ આપ્યો તે પણ યાદ નથી. ત્યાર પછી હાકેમે મને એક મોટા મકાનમાં મોકલી આપી. પાછળથી માલૂમ પડ્યું કે તે પાગલખાનું છે. દસ વર્ષ સુધી ત્યાં રહી પરમ દિને ત્યાંથી નીકળી આવી છું. આ તમારી કીર્તિની ગાથા!

ગૌરી—એમાં મારો કાંઇ દોષ નથી.

હીરા—નહિ. તમારો કંઇજ દોષ નથી. દોષ બધો આ કમનસીબ સ્ત્રી જાતિનો છે. સઘળો વાંક મારો છે. મારો દોષ એ કે મેં તમારા પર વિશ્વાસ રાખ્યો—મારો દોષ એ કે મેં ધર્મને તિલાંજલી દઇ દીધી—મારો દોષ એ કે તમને નિંદમાં બેહોશ સૂતેલા જોવા છતાં તમારૂં ગળું દબાવી મેં તમારા પાપી જીવનનો અંત ન આણ્યો.

ગૌરી—શું બકે છે દિવાની ઓરત?

હીરા—( હસીને ) ઓહ! અત્યારથીજ સફાઇ કરવા માંડી કે? હું પાગલખાનામાંથી આવી છું પણ હવે પાગલ નથી રહી. ડૉકટરે પરિક્ષા કરી કહી દીધું છે કે હું હવે દિવાની નથી, મને પાગલખાનાના અમલદારોએ રજા આપી છે. પાગલ સ્ત્રીના પ્રલાપ તરિકે તમે આવા એક ભયાનક સત્યને, આવા એક નિષ્ઠુર પરિત્યાગને, આવી ભયંકર પિશાચ લીલાને ઉડાવી દેવા માગો છો? પણ આગ કાંઇ ફૂંકથી ઓલવાઇ જતી સાંભળી છે?

ગૌરી—( નરમાશથી )—હીરા!

હીરા—ડરો નહિ. આ વાત હું દુનિયામાં જાહેર કરવાની નથી. અદાલતમાં લઇ જવાથી તમને ફક્ત જેલ મળશે. બસ—એટલેથીજ આમલો ખતમ થઈ જશે. તો પછી મારા ને તમારા કલંકની વાત

પ્રકટ કરવાથી લાભ શો ? હું અગર રસ્તામાં ઉભી રહીને ચીસ પાડીને કહું કે 'તમે એક હૃદયને ચીરી નાંખ્યું છે, એક જીવનને મરૂભૂમિ સમું ઉજ્જડ વેરાન બનાવી દીધું છે, એક કુલીન સ્ત્રીનું સત્યાનાશ વાળ્યું છે' તો દુનિયાદારીએ એ વાત હસવામાં ઉડાવી દેશે. સંસારીઓ ડાવકે મ્હોડે કહેશે કે, 'તેં જાણી જોઇને તારૂં સત્યાનાશ વાળ્યું છે. તેમાં એનો દોષ શો ? શિકારીનો ધંધોજ હત્યા કરવાનો છે. પુરૂષનો સ્વભાવજ સ્ત્રીને ફસાવવાનો છે. પણ તું કેમ ફસી ગઇ ?' તમને કોઇ દોષ દેશે નહિ. મને જો કદાચ સો જીભ હોત ને દરેક જીભ ડંકા સમા અવાજથી પણ એ વાત સંસારમાં પ્રકટ કરત તો પણ દુનિયા પત્થરની પેઠે નિશ્ચલ રહી એ કરૂણ વાત સાંભળ્યા કરત. મકાન જમીનદોરત થઇ ચૂરેચૂરા ન થઇ જાત-વૃક્ષો આગથી સળગી ન ઉઠત. બધા પહેલાની પેઠે જેમના તેમ ઉભા રહેત; પણ તમે-તમે તમારા ભયાનક ભવિષ્યનો ખ્યાલ કરીને થરથરો-ધ્રુજો-કમ્પી ઉઠો.

ગૌરી—ચીસ ના પાડ.

હીરા—ચીસ નહિ પાડું ? અરે જો શક્ય હોય તો એવી ભયાનક ચીસ પાડું કે આકાશ ચારે બાજુથી ફાટી જાય! એવી ચીસ પાડું કે જેમાં આખા જગતના બધાય આર્ત્તનાદો એક થઇ જાય ! ઇશ્વરનું આસન હાલી જાય......... પણ હાય ભગવન! મનુષ્યની ઇચ્છા આટલી પ્રબલ ને શક્તિ આટલી બધી દુર્બલ—શા માટે ?

( કપાળ કૂટી પાગલની પેઠે નાશી જાય છે. )

## પ્રવેશ ૪ થો.

સ્થાન—મુન્નીનું ઘર.
સમય—ત્રીજો પહોર.
પાત્રા:—મુન્ની, ઉસ્તાદ વિગેરે.

( મુન્ની ગાય છે. )

( સોહની ગઝલ ).

સૂર્ય હોતે અસ્ત સન્ધ્યા કે સમય—આહેં ભરૂં;
દેરતક મૈં દૂરતક આકાશકો તાકા કરૂં.
જબ કિ સોઉં રાતકો રોઉં પડી એકાન્તમેં;
તર કરૂં તકિયા, કહો કૈસે અહો ધીરજ ધરૂં ?
વહ ઉષા આકર નિરાદર કર પલટ જાતી હૈ ફીર;
વાયુ વિષ વર્ષા કરે બિસ્તરપે મૈં તડપા કરૂં.
યહ સુબહકા યહ ચહાના પક્ષીયોંકા, કાનમે—
શૂલ સા લગતા, વિવશ હૂં, યત્ન ઇસકા ક્યા કરૂં ?
મૈં ન જાનૂં, કૌન અપના હૈ, કિસે અપના કહું;
સબ યહાં આવેં, હસેં, ચલ દેં: કહો કિસપર મરૂં ?
ઔર લોગોંકે લિયે હી હૈ હમારી ઝિન્દગી;
ઔરકા જીવન બિતાતી હૂં, સભીકા દમ ભરૂં.
મૈં ન જાને કિસ લિયે જીતી હૂં, જીવન વ્યર્થ હૈ;
હૈ ન કુછ ઉદ્દેશ્ય ઇસકા, સબકા મુંહ તાકા કરૂં,
આંખસે આંસુ ન નિકલેં, ઉનકો પી જાતી હું મૈં;
સબ તરહ અપમાન સહતી હું મિટાકર આબરૂ.

( ઉસ્તાદજીનો પ્રવેશ ).

મુન્ની—આઇયે ઉસ્તાદજી ! મારી તબિયત આજે ઠીક નથી.
ઉસ્તાદ—તબિયત ઠીક નથી ! શું થયું છે બેટી ?

મુન્ની—તબિયત સારી નથી, બીજું કંઇ નથી! હમણાં હું એક ગીત ગાઇ રહી'તી.

ઉસ્તાદ—બહુત અચ્છી બાત હૈ—લેકિન—

મુન્ની ( હસીને )—ઉસ્તાદજી, તમારી દરેક વાતમાં એક 'લેકિન' તો જરૂર હોવું જોઇએ.

ઉસ્તાદ—ઓ હો! સમજી ગઇ-લોકન એવી આદત પડી ગઇ છે-લેકિન—( મુન્ની ખડખડ હસે છે. )

ઉસ્તાદ—કેવો મીઠો અવાજ છે? તારૂં હાસ્ય ગીત કરતાંય વધુ રસીલું ને સુરીલું છે. એની આગળ ગાયન કૂચા છે-કૂચા!

મુન્ની—પણ એ હાસ્ય સાંભળીને કોઇ રૂપિયા આપવાનું હતું?

ઉસ્તાદ—નહિ દે તો શી હર્ઝ છે?

મુન્ની—ગુજરાન કયાંથી ચાલશે?

ઉસ્તાદ—બેશક એ મુશ્કેલી છે; લેકિન ગીત વેચવાની ચીજ નથી. તું જો દીલ લગાવીને ગાય તો સાંભળનાર મશગૂલ થઇ જશે! ગુલ કંઇ બુલબુલને માટે રંગબેરંગી હાસ્ય હસે છે બેટી?

મુન્ની—બહુત ખૂબ! અચ્છા, આજે તો સલામ ઉસ્તાદજી!

ઉસ્તાદ—સલામ! કાલે આવું?

મુન્ની—જી હાં. કાલે જરૂર આવજો. આદાબ!

ઉસ્તાદ—બંદગી!

( જાય છે ).

મુન્ની—તમે સાચુંજ કહ્યું ઉસ્તાદજી! આ સંગિત વેચીને પેટ ભરવું પડશે. બીજી પણ એક વાત ભારી અફસોસ ઉપજાવનારી મને દુઃખ થશે એમ ધારી તમે ન કહી; પણ એ વાત એજ વાતમાંથી સ્પષ્ટ થઇ જાયછે! ગીત તો વેચવાં પડશે, પણ મહા અફસોસની વાત તો એ છે કે આ રૂપને વેચીને આ પાપી પેટનો ખાડો પૂરવો પડશે. સ્ત્રીનું રૂપ-જે ઇશ્વરની શ્રેષ્ઠ બક્ષીસ છે; સ્ત્રીનું રૂપ-જે ઇન્દ્ર ધનુષ્ય સમું આ અનાદિ ઉજવલ રૂપને રંજિત કરે છે; સ્ત્રીનું રૂપ-જેના મહિમાથી સૃષ્ટિ ગર્વ સહિત

મસ્તક ઊંચું કરી સ્વર્ગને દ્વંદ્વ યુદ્ધ માટે આવાહન કરી રહી છે–માનો એમ કહી રહી છે કે, 'બતાવ, સ્રીના સૌન્દર્ય સમી તારી પાસે કઇ વસ્તુ છે?' સ્રીનું રૂપ–જેના ચરણોમાં સારા યે સંસારનું સૌન્દર્ય શીર ઝૂકાવે છે; જેના તરફ નજર કરતાં શબ્દમાંથી સંગિત ઝરે છે, ભાષા છન્દબદ્ધ સ્વચ્છંદતાથી ગાવા માંડે છે, જ્ઞાન પાગલ બની જાય છે, ભક્તિ ઘુંટણીએ પડી પ્રણામ કરે છે;–જે સૌન્દર્યના કોમલ હસ્ત સ્પર્શથી પશુ પણ વશ થઇ જાય છે; એવું સ્રીનું રૂપ બાઝાર માલની પેઠે વેચીને ખાવું પડશે! ઓહ! (અચાનક ફરતાં ફરતાં મોટા આયનામાં પોતાનું પ્રતિબિમ્બ જોઇને) આ કોણ?...નહિ–મારોજ પડછાયો છે–મારીજ પ્રતિચ્છાયા છે! (જુએ છે) પ્રતાપી પ્રભુ! આ રૂપને પુરૂષ ગંદા ભાવથી સ્પર્શે છે–રૂંદી નાખે છે! આ રૂપને જોઇને પુરૂષ વિસ્મયતા તથા ભક્તિભાવથી તેના ચરણોમાં ઝુકી ન પડે? આ રૂપને લાલસાના ગ્રાસમાંથી બચાવવાને માટે શસ્ત્ર રાખીને ફરવું પડે છે! આશ્ચર્યની બીના છે!

(દાસી આવે છે.)

મુન્ની—(ચોંકીને)–કોણ?

દાસી—લાલા ગોપાલદાસ આવ્યા છે.

મુન્ની—કાઢી મૂક–ધુતકારી મૂક—

દાસી—ધુતકારી મૂકું?

મુન્ની—હા–બહાર કાઢ–બહાર કાઢ.

દાસી—આ શું? શું કહો છો? આ શું કરી રહ્યાં છો?

મુન્ની—બસ બસ જા: એને ચાલી જવાનું કહી દે. કહી દે કે હું તેને મળવા નથી માગતી.

દાસી—અગર એ પૂછે કે 'કેમ' તો?

મુન્ની—કંઇ જવાબ ન દેતી. સબુર! જવાબ દેજે કે હું એને ધિક્કારૂં છું. [ચપલતાથી ચાલી જાય છે.]

## પ્રવેશ ૫ મો.

સ્થાનઃ—લક્ષ્મીનું ઘર.

સમયઃ—રાત.

પાત્રોઃ—લક્ષ્મી, દીનાનાથ, ભગવાનદાસ વિ.

( લક્ષ્મી ને દીનાનાથ ઉભાં ઉભાં વાતો કરે છે. )

લક્ષ્મી—મને હવે જીવવાની હોંસ નથી. દીકરાની વહુ આવી ગઇ. બસ હવે ભગવાન મોત દઇ દે તો સારૂં ! પ્રભુ ! હવે તો જલદી જલદી ફુંચકી લે.

દીના—એટલી ઉતાવળ શી છે? હજુ પણ થોડું ઘણું જોઇ જાઓ.

લક્ષ્મી—હવે વધુ જોવા નથી માગતી; ભાઇ ! કોણ જાણે, કાલ ઉઠે શું થશે ? માનમાં ને માનમાં ઉપડી જવું જ સારૂં છે.

દીના—જુઓ, ભગવાનદાસ આવે છે.

( ભગવાનદાસનો પ્રવેશ )

ભગવાન—મા !

લક્ષ્મી—કેમ બેટા! ( દીનાનાથ તરફ જુએ છે )

દીના—મારા તરફ શું જુઓ છો બહેન ! ઠીક-સમજી ગયો. હું જાઉં છું. ( જાય છે. )

લક્ષ્મી—( પુત્રના સ્કંધ પર હાથ મૂકીને ) કેમ દીકરા! તારૂં મ્હો જરા ઉદાસ જણાય છે. (લાગણીથી) શું થયું છે, બેટા?

ભગ—મા! તેં વહુ સાથે કંઇ બોલાચાલી કરી’તી?

લક્ષ્મી—વહુએ તને કંઇ કહ્યું છે?

ભગ—નહિ. તું બક બક કરી રહી’તી તે મેં મારે કાને સાંભળ્યું છે.

લક્ષ્મી—તારે કાને તેં સાંભળ્યું હોય તો પછી એમ કેમ પુછે છે કે બોલચાલ કરી હતી કે નહિ? હા. બેટા! મેં વહુને કહેવા

જેવા બે બોલ કહ્યા છે. સંસારનું કામકાજ શીખવતાં કોઇવાર ધમ-કાવવાની ને બે બોલ કહેવાની યે જરૂર પડે છે.

ભગ—એને કામકાજ શીખવવાની જરૂરજ શી છે?

લક્ષ્મી—બાપ રે! ઘરનું કામકાજ શીખ્યા વિના તે કાંઇ ચાલે દીકરા! હું તો સદા પડી રહેવાની નથી. એક દહાડો આખું ઘર એનેજ ચલાવવું પડશે.

ભગ—જયારે પડશે ત્યારે જોઇ લેવાશે. હમણા તેની શી જરૂર છે?

લક્ષ્મી—વહુ બેટીઓએ તો ઘરનું કામકાજ શીખવું જરૂરનું છે બેટા! એમાં હમણાં શું ને પછી શું? વળી હવે તો હું પણ ઘરડી થઇ છું—બધું કામ એકલીથી નથી થતું.

ભગ—આજ સુધી થતું હતું. હવે નથી થતું! મા! હું વહુ લાવ્યો છું—દાસી નહિ. મારી નાજુક સ્ત્રીથી કામકાજ નાહ થઇ શકે.

લક્ષ્મી (કેટલીક વાર વિસ્મયથી પુત્ર તરફ જોઇ ધીમે સ્વરે)-ઠીક—એમ—ભાઇ! જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી હુંજ કામકાજ કરીશ. તું તારે તારી બૈરીને આરસની પૂતળી પેઠે શણગારીને ગોખલામાં પધરાવી રાખ.

ભગ—નહિ, વહુ હવે અહિં નહિ રહી શકે. એની તબિયત ખરાબ થઇ ગઇ છે. તું એની જરા પણ કાળજી નથી રાખતી. વળી—

લક્ષ્મી—વળી શું ભાઇ? અચકયો કેમ? કહી નાખ બેટા!

ભગ—સત્ય કહેવામાં સંકોચ શાનો? એ મોટા ઘરની છોકરી છે—કોઇની લાલ આંખ એણે કદિ નથી જોઇ—તું જે કરી શકે તે એનાથી નહિ બની શકે.

લક્ષ્મી—ઓહ! ઠીક ભાઇ! હવે હું વહુને એક કામ પણ નહિ સોંપું.

ભગ—નહિ; હવે એ એના—નહિ—પોતાના દાદાની પાસે ચાલી જશે.

લક્ષ્મી—ઠીક. તારા મોટા સસરા લખનૌમાં છે ને તારી કૉલેજ પણ લખનૌમાંજ–તેથીજને ?

ભગ–નહિ મા! તેથી નહિ. એ અહિં ગામડામાં નહિ રહી શકે. આ તૂટયા ફૂટયા ઝુંપડામાં એનાથી નહિ રહી શકાય. ખાસ કરીને તું તો એનો જરા પણ ખ્યાલ રાખતી નથી. એ પોતાને ઘેર ચાલી જશે.

લક્ષ્મી—અને આ ઘર કોઇ પારકાનું છે–એનું નથી! ઠીક ભાઇ! પણ એ શા માટે જાય? હુંજ જાઉં છું. હુ કાશીવાસ કરીશ. અત્યાર પહેલાં જ સર્વ છોડીને મારે કાશી જવું જોઇતું'તું. જો એમ કર્યું હોત તો તારા બાલપણના માતૃસ્નેહને હૃદયમાં જીવંત રાખીને હું મરી શકત. હુ તારી માતા છું. આજે એક પરાઇ છોકરી આવીને મને મારી જગ્યાએથી હાંકી કાઢે છે. એ પણ જોવાનું નસિબમાં લખ્યું હશે! પ્રભુ! બુઢ્ઢાપામાં પણ સંસારની માયામાં લચી પચી રહી છું, બધું ભુલી ગઇ છું તો પણ પુત્રનો ખ્યાલ દીલમાંથી નથી જતો. જે સમયે પ્રભુ! સર્વસ્વ તારે ચરણે વિસર્જન કરી દેવું જોઇએ ત્યારે પણ હું સંસારમાં રચી પચી રહી. એની સજા પણ તેં ભારી કરી! પ્રભુ! શિર ઝુકાવીને એ સજાનો સ્વીકાર કરૂં છું. બસ, હવે વધુ ન જોઇએ. ભગવાનદાસ! તું મારી કાશી યાત્રાની તૈયારી કર.

ભગ—ઠીક. કાલે વાત.

લક્ષ્મી—તું તારી સ્રી સાથે સુખેથી સંસાર માંડ. હુ સાંભળીને પણ સુખી થઇશ. તું સુખી થા બેટા! બીજું મને કંઇ નથી જોઇતું. પણ આ વાત તો મારી છાતીમાં કાંટાની પેઠે ખટકયા કરશે કે તેં સ્રીને માતાથી પણ વધારે માની! કોણ જાણે કયાંથી કાળા મ્હોની–

ભગ—બસ, જીભ સંભાળીને વાત કર. એ કાળા મ્હોની છે કે તું કાળા મ્હોની?

( દીનાનાથનો પ્રવેશ )

દીના—ચુપ રહે બેઅદબ! માને જવાબ આપે છે? તારૂં સત્યાનાશ વાળવા બેઠો છે, અભાગી? બહાર નીકળ ઘરમાંથી!

ભગ—આ કોનું ઘર છે?

દીના—લક્ષ્મી બહેનનું ઘર છે. હજુ તારી મા મરી નથી ગઇ સમજ્યો? જા, તું તારી માનો ત્યાજ્ય પુત્ર છે. માને ગાળ દે છે, કમબખ્ત? બહેન! આ તમારો કપૂત પુત્ર છે. એને ઘરમાંથી બહાર કાઢો.

લક્ષ્મી—નહિ, નહિ. હજુ નાદાન છે-બચ્ચું છે. બચ્ચાને મારાથી એમ કેમ કહેવાય? બચ્ચાને હું કેમ કહું કે ઘરમાંથી બહાર જા! એવું તે કંઇ થાય, દીનાનાથ! હું મા છું મા!-બેટા! તારી વહુને હવે હું એક શબ્દ પણ નહિ કહું. ખુશીથી એ મારા ઘરની રાજ-રાણી થઇને રહે. હું એનો પડતો બોલ ઝીલીશ-એની સેવા ચાકરી કરીશ. ફક્ત તું મને પહેલાની માફક પ્યાર કર. મારે ગળે વળગી એવીજ રીતે લાડથી મને મા કહી બોલાવ કે જેમ તું પહેલા બોલાવતો હતો. બુઢ્ઢી થઇ ગઇ છું. હવે કેટલા દહાડા જીવીશ? મરી જાઉં પછી મને તદ્દન ભૂલી જજે. હું પણ ફરી તને જોવા નથી આવવાની. પણ જેટલા દિવસ જીવતી રહું તેટલા દિવસ એજ નજરે તારી માને જો-મારા દીકરા!

( કંપતી કંપતી ભગવાનદાસના પગ પર પડી જાય છે. )

( સરસ્વતી આવે છે. )

સર—આ શું કરો છો મા? આ શું કરો છો? પુત્રના ચરણો પર મા પડી છે! અફસોસ! ઉઠો, મા! પૃથ્વી રસાતલ જશે, સૂર્ય આકાશમાંથી તુટી પડશે, આકાશ ચારે કોરથી ફાટી જશે, સમુદ્ર

સુકાઇ જશે, બ્રહ્માંડ કંપી ઉઠશે. ઉઠો મા! ( ભગવાનદાસને ) ચુપચુપ ઉભા રહી મારા મ્હો તરફ શું તાકી રહ્યા છો? જુઓ! જુઓ! તમારા ચરણો પર માતા પડી છે! ( લક્ષ્મીને ) ઉઠો મા! (ઉઠાડે છે) અણસમજુ પુત્રનો અપરાધ ક્ષમા કરો ( ભગવાનદાસને ) હજુ ચૂપચાપ ઉભા છો? હાથ જોડો—પગે લાગો—તમારાં આંસુઓથી માતાના ચરણ ધુઓ. આ તમે શું કર્યું?

ભગ—મા! માફ કર ( ચરણે પડે છે. )

સર—મા! તમારા પુત્રને ગોદમાં રાખો. હું તમારી દાસી છું. પિયરમાં ઘર કામ નથી શીખી તે તમે મને શીખવજો. મારો અપરાધ ક્ષમા કરો. ( ચરણે પડે છે. )

લક્ષ્મી—ઉઠ દીકરી! ગુસ્સામાં મેં એ બોલ કહ્યા હોય તો તે ભૂલી જજે. બુઢ્ઢી થઇ ગઇ છું. હવે મગજ ઠેકાણે નથી રહેતું દીકરી!

( લક્ષ્મી ભગવાનદાસ અને લક્ષ્મીને છાતીએ લગાવે છે. )

દીનાનાથ—( આંસુ લૂછતો ) હાય રે માતાની મમતા! ઇશ્વરે માતાને કયા પદાર્થથી ઘડી છે? મનુષ્ય જીવનની અંગાર સમી મરૂભુમિની વચ્ચે આ પુત્રસ્નેહનો સમુદ્ર ઉભરાઇ રહ્યો છે. મનુષ્યો! એ જલમાં સ્નાન કરો—એનું પંચામૃત લો અને પવિત્ર થાઓ.

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

**સ્થલઃ**—લક્ષ્મીનું ઘર.
**સમય**:—સન્ધ્યાકાલ.
**પાત્રોઃ**—લક્ષ્મી અને દીનાનાથ.

લક્ષ્મી—મારો ભગવાનદાસ જરૂર આવશે. ઉન્હાળાની રજામાં, એક વર્ષે પણ મારી પાસે નહિ આવે ? ગરમીની રજામાં તે હમ્મેશાં આવે છે. આજે મારી તબિયત બગડવાની ખબર મળવા છતાં પણ નહિ આવે ? એવું કદી બને ખરૂં દીનાનાથ ?

દીના—કોઇ કોઇવાર ઘણા દિવસની ટેવ એકજ દિવસમાં છૂટી જાય છે બહેન !

લક્ષ્મી—નહિ, નહિ. એમ તે કંઇ થાય ! એમ તે કંઇ થાય !

દીના—ખાસ કરીને આવી ખરાબ ટેવ ! માતાની ભક્તિ ! મનુષ્ય નશાબાજી છોડી શકતો નથી, કુસંગનો ત્યાગ કરી શકતો નથી; પણ માને એકજ દિવસમાં છોડી શકે છે.

લક્ષ્મી—માને છોડી શકે ? મનુષ્ય માને તજી શકે ?...નહિ-નહિ...પશુ જરૂર તજી શકે-પણ મનુષ્ય તો નહિ.

દીના—કેટલાક એવા મનુષ્યો હોય છે કે જેમનામાં ને પશુઓમાં ફેર એટલોજ હોય છે કે પશુઓને ચાર પગ ને પૂંછડી હોય છે અને મનુષ્યોને ફક્ત બેજ પગ હોય છે અને પૂંછડી નથી હોતી.

લક્ષ્મી—તમે કહ્યું'તું કે એણે કાગળમાં લખ્યું છે કે પહેલી તારીખે આવીશ. ત્યારથી હું દહાડા ગણી રહી છું. આજે પહેલી તારીખ છે. એ જરૂર આવશે. એણે કાગળમાં પણ લખ્યું છે ને !

દીના—કાગળ તો લખ્યો છે: પણ એ કાગળના ઢંગ તો જુઓ બહેન! પેન્સીલથી–કાબરચીત્રું ચીત્રામણ કર્યું છે–વાંચતાં પણ મુશ્કેલી પડે છે. જાણે ઘોડા પર બેઠા બેઠા લખી હોય ને તે વખતે ઘોડો પૂરપાટ દોડયો જતો હોયની! એણે મારા પત્રનો જવાબ આપ્યો એજ બીના મારે ને તમારે માટે પરમ સૌભાગ્યની વાત છે.

લક્ષ્મી—નહિ, મારો ભગવાન એવો છોકરો નથી. ભગવાન જરૂર આવશે–જરૂર આવશે. મારો જીવ કહી રહ્યો છે કે આવશે.

દીના—માતાનો જીવ ઘણી ખરી જૂઠી વાતો કહે છે, બહેન!

લક્ષ્મી—( ચમકીને ) અરે! એજ આવે છે.

દીના—ક્યાં ?

લક્ષ્મી—પેલી ગાડીનો અવાજ નથી સંભળાતો?

દીના—સંભળાય છે. પણ દુનિયામાં એકલો ભગવાનદાસજ ગાડીમાં નથી બેસતો.

લક્ષ્મી—જુઓ, જુઓ, એ ગાડી—

દીના—ગાડી તો છે—એમાં સંદેહ નથી.

લક્ષ્મી—આહ! નથી—ગાડી ચાલી ગઈ–નહિ આવ્યો—

દીના—હાય! માતાની મમતા!

લક્ષ્મી—ઉન્હાળાની રજા પડીને ભાઇ ?

દીના—હા, બહેન! રજા પડી પણ ખરી ને પુરી પણ થઇ ગઇ.

લક્ષ્મી—તો મારા દીકરાની તબિયત તો બગડી નહિ હોય?

દીના—હાય! માતાનું હૃદય !

લક્ષ્મી—મને લઇ જાઓ દીનાનાથ! હું એની પાસે જઇશ.

દીના—ક્યાં જશો? વેવાઇને ત્યાં? જાઓ, જઇને જુઓ કે તમારો પુત્ર ચંદ્રનો અમીરસ પી રહ્યો છે, ફુલોની હવામાં નાહી રહ્યો છે. તમે ત્યાં જઇ તેનું સુખ સ્વપ્ન મીટાવી દેશો. તમને પણ દુઃખ થશે ને તેને પણ.

લક્ષ્મી—રજાના દિવસમાં એ પોતાને સાસરે ગયો હશે એમ? એવું બની શકે ખરૂં?

દીના—તો જાઓ. જઈને જુઓ.

લક્ષ્મી—તમે એને નથી ઓળખતા—હું ઓળખું છું. મેં નવ માસ પેટમાં રાખ્યો છે. મારો દીકરો એવો નથી.

દીના—ઇશ્વરે કયા પદાર્થથી માતાનું હૃદય બનાવ્યું હશે! બહેન! ચબુતરાપર બેસી રાહ જોવાથી એ કંઇ આવી જવાનો છે? ઘરમાં જાઓ. ઠંડી પડે છે, તમને તાવ ચઢી આવ્યો છે. આજે વળી એકાદશીનો ઉપવાસ છે. ઠંડીમાંથી ઉઠી જાઓ.

લક્ષ્મી ( ઉભી થઇ )—જાઉં છું, બાઈ!

દીના—ઠીક ત્યારે હવે હું જાઉં છું બહેન! કાલે સ્હવારે પાછો આવીશ. હવે ઠંડીમાં ન બેસશો. સાંજ પડી ગઇ છે.

( જાય છે. )

લક્ષ્મી—મારા જીવનની સાંજ પણ પડી ગઇ છે. ભગવાન! શું ખરેખર મારો ભગવાન નહિ આવે? શું ખરેખર...અરે! આ શું? ગળું રૂંધાઇ કેમ જાય છે? આંખોએ અંધારાં કેમ આવે છે! નહિ—એ નહિ આવે! આવશે, આવશે! એમ તે કંઇ થાય ખરૂં! હજુ બાલકજ છેને! નહિ, રાતભર આ ઓટલાપર બેસી હું એની રાહ જોઇશ. એ આવશે! અને કદાચ ન આવે—નહિ, નહિ—એજ 'મા' કહી મને પુકારી રહ્યો છે—આવું છું, મારા લાલ! ( દોડી જવા ચાહે છે. )

( વૃદ્ધ ભીખારીનો પ્રવેશ. )

ભીખારી—આજની રાત પડી રહેવા માટે જરા જગ્યા આપો, મા!

લક્ષ્મી—ઓહ! ( બન્ને હાથે મ્હોં ઢાંકે છે. ) આવો બેટા!

## પ્રવેશ ૨ જો.

**સ્થાનઃ—ગૌરીનાથનું દિવાનખાનું,**
**સમયઃ—સ્હવાર.**
**પાત્રોઃ—ગૌરીનાથ, શિવદયાલ વિગેરે.**

ગૌરી—લીલાંઉ આજેજ છે?

શિવ—હાજી. આજેજ છે.

ગૌરી—આહ! પાંચહજાર રૂપિયા તમને કયાંથી નહિ મળ્યા? આ વખતે મારી પાસે પણ રોકડા રૂપિયા નથી. તમે હજુ એકવાર જાઓ. નહિ મળે તો બેંકમાંથી ઉધાર લેવા પડશે. જાઓ.

શિવ—જાઉં છું-પણ એક કામ કરૂં?

ગૌરી—શું?

શિવ—એમાં ખોટું પણ શું? મિયાનીજ જૂતી ને મિયાનું શિર-એવો ઘાટ થાય તો કેમ? (હસે છે ને જાય છે.)

ગૌરી—શું બાજી ખેલવા ધારી છે? એટલો હસે છે કેમ?— લો, આ તો પ્રેમશંકર ને કાલીચરણ બન્ને આવે છે.

(પ્રેમશંકર અને કાલીચરણ આવે છે.)

ગૌરી—કેમ પ્રેમશંકર! અચાનક આ ગરિબની ઝૂંપડીમાં પધારવું થયું!

પ્રેમ—કાલીચરણજીની સાથે ફરતો ફરતો વાતમાંને વાતમાં ભૂલથી અહિં ચાલી આવ્યો છું. લો, જાઉં છું.

ગૌરી—અરે! જાઓ છો શા માટે? બેસો. હમણા તમારા ભોલાનાથની હાલત કેવી છે? હમણા પણ દુનિયાના લોકો એમના ગુણગાન ગાય છે કે?

પ્રેમ—શા માટે ન ગાય? અવશ્ય એમના ગુણગાન ગાય છે.

ગૌરી—આ સમયે પણ તેઓ બન્ને હાથોએ જીવ ઉદાર રાખીને પોતાની દૌલત ગરીબગુરબાંમાં લૂંટાવી દે છે કે?

પ્રેમ—હા. હમણાં પણ લૂંટાવે છે.

ગૌરી—હવે છે શું કે લૂંટાવશે?

પ્રેમ—જે લૂખું સૂકું એમની પાસે હશે તે—

(ગૌરીનાથ હસે છે.)

કાલી—ગૌરીનાથ! તમને ખૂબ આનંદ થાય છે?

ગૌરી—નહિ, આનંદ નથી થતો. હું ભોલાનાથનો ઘમંડ જોઇને વિસ્મીત થયો હતો. આજે તેમનો એ ઝેરી દાંત તૂટી ગયો છે, એ વાત કહું છું—બીજું કંઇ નહિ.

પ્રેમ—ગૌરીનાથ! ભોલાનાથજીમાં અનેક દોષ હોવા સંભવિત છે; પણ ઘમંડ તો મેં કદિપણ નથી જોયો. માટીનો માણસ તે વળી ઘમંડ શાનો કરે!

ગૌરી—મીટ્ટીનો મનુષ્ય! હા—છતાં ઘમંડને લીધે એનો પગ જમીનપર પણ ઠરતો ન્હોતો.

પ્રેમ—આ તમે શું બોલો છો, ગૌરીનાથ! જો એઓ ધારે તો ચાર ઘોડાની ગાડીમાં ફરી શકે એમ છે છતાં પગે ચાલતા બહાર જાય છે. કેમ? તમે હસો છો કેમ?

ગૌરી—એ પગે ચાલે છે પણ માથું ઉંચું રાખીને! આસપાસ નજર ફેરવીને અમારા જેવા તરફ જોવાની એને ફુરસદ નથી. એ અમને તિરસ્કારપૂર્ણ નજરે જુએ છે.

પ્રેમ—એઓ સંસારમાં કોઇને પણ ધિક્કારતા નથી—તમને પણ નહિ. નહિ તો જે પાપી છે, જેના બન્ને હાથ દીન-દુઃખીઓના રક્તથી રંગાયલા છે, જે ઇસ્તિહાર દબાવીને દગાથી જમીનદારી ચોરાવે છે—

ગૌરી—કોણ કહે છે?

પ્રેમ—હું કહું છું.

ગૌરી—તમે મને બદનામ કરો છો?

પ્રેમ—બદનામ કરૂં છું ને કરીશ. તમારાથી થાય તે કરી લેજો.

ગૌરી—હું તમને કેદમાં મોકલીશ.

પ્રેમ—હિસ ! જાણે કેદમાં મોકલવાનું તમારાજ હાથમાં હોયની ! કેદમાં મોકલશો ?–મોકલો જોઉં !

ગૌરી—તમે મારૂં અપમાન કર્યું છે–આ કાલીચરણજી સાક્ષી છે.

પ્રેમ—જરૂર પડયે બજારમાં બૂમ પાડીને આ વાત હું પ્રકટ કરીશ. એ લ્હાવો લેવો છે ?

કાલી—Tell it not in Gath; publish it not in the streets of Askelon.*

ગૌરી—તમે એમ કહેવા માગો છો કે હું દગાબાજ છું ?

પ્રેમ—દગાબાજ ! અરે ! તમારે યોગ્ય વિશેષણ તો કોષમાં શોધવાથી પણ મળતું નથી. ચોર, લંપટ, દગાબાજ આદિ અનેક શબ્દો કોષમાં છે. પણ એ શબ્દોને એક કરી તમારૂં વિશેષણ બનાવવાથી પણ તમારૂં યોગ્ય વર્ણન થતું નથી. ગમે તેટલું કહું–છતાં કંઇને કંઇ બાકી રહી જાય છે. ગમે તેટલો નીચે જાઉં પણ તમારો પત્તો નથી મળતો–ગમે તેમ માપું છતાં તમારો અંત નથી મળતો. ઇતિહાસમાં તમારા જેવું કોઇ ચરિત્ર મેં વાંચ્યું નથી. દુનિયા ઢુંઢી વળતાં પણ તમારી જોડી મળી શકતી નથી. તમે એક અનિયમ, એક અપચાર, એક વ્યાધિ તથા દુર્ગંધમય કચરા છો !

ગૌરી—સાંભળો છો, કાલીચરણ ! તમારે સાક્ષી આપવી પડશે. ( પ્રેમશંકરને ) તમને જેલમાં ન મોકલું તો મારૂં નામ ગૌરીનાથ નહિ.

પ્રેમ—એટલા માટે જેલ જવું પડે તો હું તૈયાર છું. તમને પાજી ન કહેવા કરતાં જેલ જવું બહુ સહેલું છે. ( જાય છે. )

કાલી—ગૌરીનાથ ! તમે હારી ગયા.

ગૌરી—હું કેવી રીતે હારવા લાગ્યો !

---

+ ભાષામાં એ વાત ન કહેશો. એસ્કેલનના બજારોમાં એ વાત જાહેર ન કરશો.

કાલી—'હારવા લાગ્યા' નહિ—હારી ગયા. ભૂતકાલની વાત થઇ ગઇ. એના કરતાં સહજ, સરલ, સાફ અને સ્પષ્ટ સંસ્કૃત મિશ્રિત ગાળો મેં કદિપણ સાંભળી ન્હોતી. અને વળી એવા નિડર ભાવથી ગાળ દઇ ગયો! એમજ થવું જોઇએ—

Who dares think one thing and another tell
My heart detests him as the gates of hell.*

—પણ આ માણસ તદ્દન નિર્ભયતાથી બોલી ગયો.

ગૌરી—કેવી રીતે?

કાલી—ગાળ ગલોચનો કોઇ અંશ સમજવામાં જરા પણ મુશ્કેલી ન પડી—બહુ ફૂર્તિથી બોલી ગયો—કોઇ જગ્યાએ પણ અચકયો નહિ—ગાળ દેતાં દેતાં એકવાર ખાંસ્યો શુદ્ધાં નહિ. જરા ખાંસી ખાત તો હું સમજત કે કદાચ બાફ ખાઇ રહ્યો છે. વચમાં વચમાં 'ઉત્પ્રેક્ષા' નો પણ ઉપયોગ કરતો ગયો—જાણે ગાળ પણ દઇ રહ્યો છે ને સાથે ગાળ દેવાનો આનન્દ પણ લૂંટી રહ્યો છે એમ લાગતું હતું! અને છેવટે એણે જે ગાળ દીધી તેવી જોરદાર ગાળ તો પહેલા કોઇએ કોઇને કદિપણ નહિ દીધી હોય.

ગૌરી—કઇ ગાળ?

કાલી—એ કે તમને પાજી ન કહેવા કરતાં જેલ જવું ઘણું સહેલ છે. I would rather go to hell than not call you a villain...કોણે કહ્યું છે જો? જરા સબુર કરો—હમણા યાદ કરી લઉં—અત્યંત મૌલિક છે...........

ગૌરી—તમને આમાં મઝા પડી રહી છે. જ્યાં તમારે ક્રોધ કરવો જોઇએ—

કાલી—ક્રોધ કરત—જો પ્રેમશંકર કોઇ હલકટ, સામાન્ય તથા

* જેના મનમાં કંઈ હોય અને બોલે છે કંઇ બીજુંજ તેને મારૂં હ્રદય નર્કદ્વારની પેઠે ધિક્કારે છે.

હલકા લોકોના જેવી ગાળ દેત તો! પણ આવી સભ્ય, સરસ, સ્પષ્ટ અને જોરદાર ગાળ! વાહ! ક્યા બાત હૈ! હું એને એક દિન જયાફત આપીશ.

ગૌરી—કોને ?

કાલી—પ્રેમશંકરને! આજ રવિવારે બપોરે! તમે પણ આવજો. તમને પણ નોતરૂં દઉંછું. એ ગાળ ગલોચ ફરી એકવાર સાંભળવાની મળશે. યાદ રાખજો! વાહ! ક્યા બાત હૈ! જુઓ, જુઓ, ભોલાનાથજી આવે છે. હવે હું ભાગી જાઉં. Ye cannot serve both God and Mammon.*

( જાય છે. )

ગૌરી—હજુ પણ આ લોક લાખ લાખ જીભે ભોલાનાથની વડાઇ ગાઇ રહ્યા છે! પણ ભોલાનાથ આજ મારા ઘરમાં! જાણી બાણી ગયો કે શું? જરૂર મારે પગે પડી વિનંતી કરવા આવ્યો હશે! આવને ભાઇ! હું કોને છોડું એમ છું!

( ભવાનીપ્રસાદ અને ભોલાનાથનો પ્રવેશ )

ભોલા—ગૌરીનાથ! આ રૂપિયા લો. આપી દો, ભવાનીપ્રસાદ!

ગૌરી—રૂપિયા-કેવા ? ( ભવાની રૂપિચા આપે છે) કેટલા છે ?

ભોલા—પાંચ હજાર રૂપિયા છે. જ્યારે બને ત્યારે આપી દેજો.

ગૌરી—રૂપિયા! શામાટે ?

ભોલા—મેં સાંભળ્યું કે તમને જરૂર છે. લો.

ગૌરી—એનું વ્યાજ ?

ભોલા—વ્યાજ શાનું ? તમને જરૂર છે એવી ખબર મળી તેથી લાવ્યો છું. લો. મને જરૂર પડે ત્યારે તમે આપજો. બસ એટલુંજ જોઇએ. વ્યાજ શાનું ? મારાપર નારાજ ન થાઓ-મને ધિક્કારો નહિ. મને પ્યાર કરો-પ્યાર કરો! ગૌરીનાથ! ભાઇ! (ગળે લગાવવા ચાહે છે)

ગૌરી—એનું લખાણ ?

---

* પ્રભુ અને વિલાસની ઉપાસના એક સાથે નથી થઇ સકતી.

ભોલા—લખાણુની કંઇ જરૂર નથી. મને તમારાપર વિશ્વાસ છે. વિશ્વાસમાંજ મોક્ષ છે–વિશ્વાસમાંજ મુક્તિ છે. વિશ્વાસને આશરે તો સારો સંસાર ચાલી રહ્યો છે. અવિશ્વાસમાં ધ્વંસ છે. અવિશ્વાસમાં નરક છે. રસોઇયો ભોજનમાં ઝેર મેળવી શકે છે. નોકર પાછળથી આવી છૂરી ભોંકી શકે છે. એ સર્વનો આજ સુધી વિશ્વાસ કરતો આવ્યો છું. અને તમે તો ભલા માણુસ છો. તમારો વિશ્વાસ ન કરૂં? રૂપિયા પાછા ન આપવા હોય તો ન આપતા. બદલામાં ફક્ત એટલું જ માગું છું કે તમે મને પ્યાર કરો–પ્યાર કરો. ચાલો, ભવાની પ્રસાદ! આ શું? તમે આંસુ લૂંછો છો?

ભવાની—જી નહિ! મને આ વખતે એક વાત યાદ આવી ગઇ.

ભોલા—વાત યાદ આવી? કઇ?

ભવાની—એક દિન એક મેંઢી પ્રભુ પાસે ગઇ હતી. આપ જાણો છો?

ભોલા—પ્રભુ પાસે ગઇ હતી? શામાટે?

ભવાની—ફરિયાદ કરવાને. જઇને કહ્યું 'ભગવાન! વાઘ અમને જોતાંજ ખાઇ જાય છે. તેનો કંઇ ઉપાય કરો.'

ભોલા—નારાયણે શો જવાબ આપ્યો?

ભવાની—તેમણે કહ્યું: 'ભાગ, ભાગ. તારા માલદાર શરીરને જોઇને તને ખાઇ જવાની મનેજ ઇચ્છા થાય છે તો પછી વાઘની વાત શી? ખાવા માટે તો વિધાતાએ તને ઉત્પન્ન કરી છે. નહિ તો તે તને જાનવરોની પેઠે ઓછામાં ઓછા બે અણીદાર શિંગડા ને પગમાં વીજળી જેવી ગતિ દેત.'

ભોલા—હા–હા–હા.

ભવાની—ગૌરીનાથને આ રૂપિયાની શા માટે જરૂર છે તે આપ જાણો છો?

ભોલા—જાણુવાની જરૂર શી છે? એમને રૂપિયાની જરૂર છે એટલું જાણુવુંજ પૂરતું છે.

ભવાની—તોપણુ સાંભળો. ગોરીનાથ આજ રૂપિયાથી લીલામી ઇશ્તિહાર રદ કરીને આપનોજ એક તાલુકો ખરીદ કરશે. તાલુકો લીલાંઉપર ચઢી ગયો છે.

ભોલા—લીલાંઉપર ચઢી ગયો છે?

ભવાની—જી હા. આપ એના એક હાથમાં છૂરી આપી ગળું આગળ ધરી કહો છો કે બહુ ખુજલી આવે છે!

ભોલા—એવું તે કંઇ થાય ભવાની! છીઃ એવી વાત ન કરો. એ મનુષ્ય તો છે!

ભવાની—આજકાલ મનુષ્ય મનુષ્યને ખાઇ જાય છે. રાક્ષસોની હવે જરૂર નથી તેથી તેઓ હવે આ પૃથ્વીપર નજરે પડતા નથી. ભોલાનાથજી! ખુલ્લી તિજોરી જોઇ સાધુ પણુ ચોર થઇ જાય છે—ગૌરીનાથનો કાંઇ ખાસ દોષ નથી.

ભોલા—છી છી છી—એવું ન કહો. એમ તે કંઇ થાય ભવાની? અને કદાચ એમજ હોય—તો ગૌરીનાથ! મારી આખી જમીનદારી લઇ લો—મારૂં સર્વસ્વ લઇ જાઓ—ફક્ત મને પ્યાર કરો—પ્યાર કરો!

ભવાની—ભોલાનાથજી! મારાથી બોલ્યા વિના નથી રહેવાતું. અરે! રામ! આ પાપપૂર્ણ કલિયુગમાં પણુ આવા મનુષ્ય હોય છે!—ગૌરીનાથ! ખરીદો. ત્યાર પછી એમનાજ રૂપિયાથી એમની જમીનદારી ખરીદવા ચાહો અને ખરીદી શકો તો ખરીદી લેજો! ચાલો, ભોલાનાથજી!

ભોલા—ચાલો ભાઇ! ગૌરીનાથ! મને પ્યાર કરો—મને ન ધિક્કારો ભાઇ! (ગળે લગાવવા તૈયાર થાય છે.)

ભવાની—ચાલો! સરખે સરખા એકમેકને ભેટે છે. ધૂર્ત અને ભોલા ભાલા માણસનું આલિંગન એ ધૂર્તતા છે! ચાલો—

(બન્ને જાય છે.)

ગૌરી—આ શું? મારી આંખોમાં આંસુ કેમ ભરાઇ આવ્યાં?

નાહ. હું ભારો શૈતાન છું. કયું કામ મેં નથી કર્યું અને કયું કામ ન કરી શકું એવું છે? આ તો સાધારણ વાત છે. ભોલાનાથ! તમે તમારા આવાં વર્તનથી શું મારૂં મન પીગળાવશો? હું એવો પત્થર નથી કે પીગળી જાઉં!

( હસતો હસતો જાય છે. )

## પ્રવેશ ૩ જો.

**સ્થાન:**—લક્ષ્મીનું ઘર.
**સમય:**—મધરાત.
**પાત્રો:**—લક્ષ્મી, દીનાનાથ.

( લક્ષ્મી મરણપથારીપર પડી છે. પાસે દીનાનાથ બેઠો છે. )

લક્ષ્મી—રામનું નામ લો. રામનું નામ લો. હું રામનામ લેતી લેતી મરવા માગું છું.

દીના—કેમ બહેન! વૈદ્યજી કહી ગયા છે—કંઇ ડર નથી.

લક્ષ્મી—વૈદ્યજી સાચું કહી ગયા છે. મને કંઇ ડર નથી. મેં કદિ કોઇનું બુરૂં વિચાર્યું નથી. જે ઉચિત લાગ્યું તેજ કર્યું છે. મને પ્રભુ પોતાના ચરણોમાં અવશ્ય સ્થાન આપશે. તો પછી મને ભય શાનો?

દીના—નહિ, હું એમ કહું છું કે તમને જલદી આરામ થઇ જશે, બહેન!

લક્ષ્મી—હવે હું સાજી થવા નથી માગતી ભાઇ! કોને માટે જીવું? સાઠ વરસની અવસ્થા થઇ. જીન્દગીમાં દુ:ખ શિવાય કંઇજ જોયું નથી. પાંચ દીકરા થયા—ચાર ચાલી ગયા. એક છે તે નહિ હોત તોપણ ચાલત! હવે કયા સુખને માટે જીવવા ચાહું?

દીના—ભગવાન આવશે. ચિન્તા ન કરો. રસ્તામાંજ હશે.

લક્ષ્મી—( નિશાસો નાખીને ) હું પણ રસ્તામાંજ છું.

દીના—હું કહું છું કે એ આવશે. હું શું જૂઠું બોલું છું? તે દિવસે કહ્યું હતું, એ નહિ આવે અને નજ આવ્યો. આજે કહું છું કે આવશે: એટલે એ જરૂર આવશે. માની આવી બીમારીની ખબર મળવા છતાં પણ તે ત્યાં બેસી રહેશે એમ?

લક્ષ્મી—આવશે! આવશે!...ક્યારે? ક્યારે આવશે? મરવા પહેલાં અરે! એકવાર એનું મ્હો જોવા પામું! પણ નહિ. એ પણ મારા નસિબમાં નથી.

દીના—આ શું લવારો કરી રહ્યા છો? છી......

લક્ષ્મી—હાય રે! મરતી વખતે પણ એની વારંવાર યાદ આવે છે. જીવ ચાહે છે ભગવાનનું નામ લેવા-પણ દીકરાનું નામ યાદ આવે છે. રામનું નામ લો-રામનું નામ લો. દીકરો કોણ? કોઇ નથી. મારે દીકરો નથી-કદિ પણ ન્હોતો! દયામય! આ અન્તકાલમાં મને આપના ચરણોમાં સ્થાન આપો-આ અન્ધકારમાં ન છોડી દો!- બાઇ! શું ખરેખર, મારો ભગુ નહિ આવ્યો?

દીના—આવે છે! ગભરાવ છો કેમ બહેન! સૂઇ રહો.

લક્ષ્મી—હવે એકદમજ સૂઇ રહીશ. બાઇ! હું મરી ગયા પછી કદાચ મારો ભગુ આવે તો કહેજો; હું સુખેથી મરીછું-મરતાં મને જરા પણ દુઃખ ન્હોતું થયું. તે કદાચ રડે તો તેને સમજાવજો- કહેજો કે મને મરતી વખતે કંઇ પણ દુઃખ ન્હોતું. ફકત એકવાર મરતી વખતે તેનું મ્હો જોવાની ઇચ્છા થઇ હતી-નહિ, એ વાત કહેવાની કંઇ જરૂર નથી. મારા લાલને દુઃખ થશે! કહેજો હું સુખેથી મરી છું. બીજું કંઇ નહિઃ પણ જો કદિ એ નહિ આવે- ( ગળું રૂંધાઈ જાય છે. )

દીના—હાય રે માતાની મમતા! બહેન! ભગવાનદાસ આવે છે. આજે રાતેજ આવી જશે. પહેલી ગાડી ચૂકી ગયો લાગે છે.

લક્ષ્મી—આવશે! આવશે! સાચું કહો છો? એ આવશે? બાઇ! કહો, એ આવશે. સાચું-જૂઠું પણ કહો, એ આવશે.

એજ વિશ્વાસ સાથે લઇ હું પરલોક સીધાવું! નહિ—એ નહિ આવે—નહિ આવે—( મ્હો ફેરવી લે છે )

દીના—સુઇ રહો બ્હેન!

લક્ષ્મી—આ લો, સુઇ જાઉં છું. ત્યારે ભગુ નહિ આવ્યો! હું એની સ્ત્રી પર બબડી'તી તેથી ગુસ્સે થઇ મારો લાલ ચાલ્યો ગયો છે—હવે નહિ આવે—આ ચીડીઓ બોલવા લાગી—ખરૂં?

દીના—હા, બ્હેન!

લક્ષ્મી—સ્હવાર થઇ ગયું?

દીના—હા.

લક્ષ્મી—તમે આખી રાત સુતા નથી!

દીના—સુતો'તો.

લક્ષ્મી—નહિ. તમે નથી સુતા. આખી રાત તમે મારા માથા પર બેસી રહ્યા છો. જ્યારે જ્યારે આંખો ખોલી ત્યારે મેં તમારો ઉતરેલો ચહેરો જોયો છે—તમારા બન્ને સ્નેહભર્યા નેત્રો મારા તરફ જોતાં નીહાળ્યાં છે. દીનાનાથ! જાઓ, સુઇ જાઓ.

દીના—હું ઉંઘી ઉઠયો છું, બ્હેન!

લક્ષ્મી—આ પક્ષીઓ બોલી રહ્યાં છે. દીનાનાથ! જરા ખીડકી તો ખોલી દો ભાઇ! એકવાર મારૂં ધાન્યપુર્ણ ખેતર અને પક્ષીઓથી ગુંજતો બાગ—એકવાર—છેલ્લી વાર જોઇ લઉં! ફરી તો જોવા નથી પામવાની. ખોલી દો—

( દીનાનાથ ખીડકી ખોલી દે છે. )

લક્ષ્મી—બધું એમનું એમ છે! હજુ નિઃસ્તબ્ધતા પ્રસરી રહી છે. સહુ સુઇ રહ્યાં છે. અરે! તમે જાગો. મારા તરફ જુઓ. હું જાઉં છું—સદાને માટે તમને છોડીને જાઉં છું. જુઓ!—દીનાનાથ!

દીના—બ્હેન!

લક્ષ્મી—એકવાર જરા બહાર તો જાઓ ભાઇ! હું જરા

મારી ગાયને જોઇ લઉં. એને વાછરડો થયો છે. તેને જરા લઇ આવો તો જોઇ લઉં.

દીના—પછી જોજો.

લક્ષ્મી—નહિ, દીનાનાથ! પછી જોવાનો સમય નથી મળવાનો. જાઓ ભાઇ!

( દીનાનાથ જાય છે. )

લક્ષ્મી—એ બાં બાં કરી મને પુકારી રહી છે. હું દરરોજ મારે હાથે એને ચારો નાખતી'તી! કોઈ દિન કંઇ કારણથી હું ખાવાનું ન આપી શકતી તો તે બરાબર ખાતી પણ નહિ. આખો દિન મ્હો ફેરવ્યા કરતી. મારૂં ઉદાસ મ્હો જોઇને એની આંખમાં આંસું આવી જતાં...એ ફરી બાં બાં કરી રહી છે. અરે! હું અહિં છું. ધોળી! હું અહિં છું.

દીના—( નેપથ્યમાં ) આ જુઓ બહેન! હું લઇ આવ્યો.

લક્ષ્મી—હા. એજ મારી ગાય છે. ધોળી! હું જાઉં છું. હવે દીનાનાથ તારી સંભાળ લેશે. દીનાનાથ! ભાઇ! બસ–બધું પૂરૂં થઇ ગયું! ભગવાન! ત્યારે મારો ભગુ ખરેખર નહિજ આવ્યો કે? અરે! રામ! ઇશ્વર.........

( મૃત્યુ )

( દીનાનાથ દોડી આવે છે )

દીના—બહેન! બહેન!...દીવો બુઝાઇ ગયો. એક બુદ્દબુદ સમુદ્રમાં લીન થઇ ગયું. એક ઝાકલનું બિન્દુ કમલપત્ર પરથી ઢળી પડયું. એક પવિત્ર સામગાનનો નાદ ગૂંજીને આકાશમાં લીન થઇ ગયો. જાઓ બહેન! પેલી પાર; જયાં સર્વ જગદમ્બાની ગોદમાં સુખે નિંદ લે છે. પુત્ર–કન્યા સર્ત્ર નિષ્ઠુર છે! તેમને ભૂલી જાઓ. માતા જગદમ્બાની ગોદમાં શાન્તિ મેળવો. જગદમ્બા! મા! તારી પુત્રીને તારી ગોદમાં દબાવી દે!

---

## પ્રવેશ ૪ થો.

**સ્થાન:—ભોલાનાથના મહેલની અગાશી.**
**સમય:—ચાંદની રાત.**
**પાત્રો:—ભોલાનાથ અને સરસ્વતી.**

ભોલા—કેમ સરસ્વતી! કેવું લાગે છે?

સર—શું?

ભોલા—જીવન! અસંત મધુર જણાય છે, કેમ!–જાણે એક અનંત વસંત, અગાધ જ્યોત્સ્ના!–એની આગળ અમારા જેવાનું જીવન કુછ બીસાદનું લાગતું નથી! કેમ!

સર—કેવી રીતે?

ભોલા—જેવી રીતે કોઇ ફૈટન હાંકતો જાય છે ત્યારે જેમ તેને આસપાસ પગે ચાલી જનારા લોકો બહુ હલકા દરજ્જાના લાગે છે તેવી રીતે.

સર—કોણે કહ્યું?

ભોલા—તેં.

સર—ક્યારે કહ્યું?

ભોલા—અરે! બધી વાત તે કંઇ મ્હોંથી કહેવાય છે! આંખોથી પણ કેટલીય વાતો થયા કરે છે.

સર—થયા કરે છે!

ભોલા—ત્યારે શું નથી થતી? નાની–જુવાન વહુ જેમ વડીલ વૃદ્ધોની હાજરીમાં પણ ઘુંઘટની અંદરથી નવા સ્વામી તરફ નયનનો ઇશારો કરી લે છે તેવીજ રીતે કોણ જાણે આંખોથી કેટલીય વાતો થઇ શકે છે!

સર—કેવી વાતો?

ભોલા—એ વાતોનો અર્થ એવો થાય છે કે આ બધા ફકત

સંસારની જંજાળમાં ભટકી ભટકીને મરી રહ્યા છે; અને જે કાંઈ મઝા છે તે ફક્ત આપણે બે લૂંટી રહ્યાં છીએ!

સર—કદિ નહિ!

ભોલા—અરે! નારાજ શામાટે થાય છે બેટી? હું બધું જાણું છું. હું હમ્મેશાં તો બુઢ્ઢો ન્હોતો. મારો પણ એક જમાનો હતો. ત્યારે 'મિલનમેં સબ ગંવાયા—વિરહમે સબ પાયા' નો ઘાટ હતો. તે સમયે ફૂલોનો પરાગ પીતો'તો ને સુગંધિત વસન્ત સમીરની લહેરોમાં ઢળી પડતો'તો. તારી હમણાં એ અવસ્થા છે. લે, 'મિથ્યા' ના રાજત્વને અચ્છી રીતે ભોગવી લે. બહુ જલદીથી આ સ્વપ્નું દૂર થઇ જશે.

સર—દૂર થઇ જશે? ખરેખર? મને બ્હીક લાગે છે, દાદાજી!

ભોલા—હજુ વાર છે. મારા પ્રેમનો ઇતિહાસ તેં નથી સાંભળ્યો?

સર—નહિ. તમારા પ્રેમની રામ કહાણી કહોને?

ભોલા—ઠીક. લે સાંભળ! ને એની સાથે તારી હાલત મેળવી લેજે. સાંભળ! પ્રથમ પ્રણયમાં ચંદ્રના પ્રકાશમાં એટલે અગાશીમાં જ્યારે અમે બન્ને જણાં એકલાં બેસતાં હતાં ત્યારે હું એકવાર તેના સુન્દર વદન તરફ ને એકવાર ચન્દ્રમા તરફ નજર તાકી તાકીને જોતો હતો. કોણ વધારે સુન્દર છે તેનો કાંઇ નિર્ણય કરી શકતો નહિ.

સર—અને તે ન્હોતી જોતી?

ભોલા—કોણ?

સર—દાદીજી.

ભોલા—તે! અરે બાપરે! બીજા કોઇના તરફ જોવાની તેને ફુરશદજ મળતી નહિ; છતાં તે જોતી'તી શું તે મારી સમજમાં આવતું ન્હોતું. મારી મૂછોના તાવ, આંખની કીકી, નાકની આકૃતિ યા મારી દાઢી પરનું કાંટાનું ઉપવન!—આ ચહેરો જો.

સર—જોઇ રહી છું.

ભોલા—કેવો છે?

સરસ્વતી—બહુ સુન્દર છે.

ભોલા—આહ! ત્યારે તું જરૂર મને ચાહે છે. એમ નહિ હોય તો આ ચેહરાને કોઇ સુન્દર કહી શકે નહિ. મારે ઘેર આવનારા ઘણા લોકો મને નોકર સમજીને હુક્કો ભરવાનો હૂકમ કરતા હતા. તેથી ખીજાઇને હું એવી બાંકી ગરદન કરી ચાલવા લાગ્યો કે જેથી મેં મારો ચહેરો મોટા માણસો જેવો બનાવી દીધો. અને પછી વાત શી? તે પણ એ જોઇને આનંદ પામતી હતી. કેમ! મળે છે કે?

સર—પછી?

ભોલા—હું પુછું છું, મળે છે કે?

સર—કંઇ કંઇ. પછી?

ભોલા—અમને લાગતું 'તું કે પૃથ્વી પર બીજું કોઇજ નથી. મા નથી, ભાઇ નથી, મિત્ર નથી, બ્હેન નથી, ફક્ત બે જણાં છે. એક 'પ્રાણેશ્વર' ને બીજી 'પ્રાણેશ્વરી'!...મળે છે?

સર—પછી?

ભોલા—અમારી વાતચીતનો કદિ અંત આવતો ન્હોતો. હું કોઇવાર એમ કહેતો કે મારા કલાસમાં એક છોકરો છે તેનું નામ છે 'મહેન્દ્ર;' તો તે એ એક શબ્દમાં રસિકતાનો અનુભવ કરીને હસતી હસતી લોટ પોટ થઇ જતી! અને તે કદિ કહેતી કે તેના 'અત્તર' ને એક દિન ભમરો કરડી ગયો'તો તો હું હસતો હસતો જમીન પર પડી જતો'તો.

સર—વાતચીત કેમ થતી'તી?

ભોલા—પહેલા બે અક્ષરથી શરૂઆત થતી'તી. હું કેહતો'તો 'પ્રિયે'—એ કહેતી'તી 'પ્રાણ!' પછી ત્રણ અક્ષરથી કામ લેવાતું હતું. હું કહેતો'તો 'વ્હાલી'—એ કહેતી'તી 'વલ્લભ!' પછી ચાર

અક્ષર પર વાત આવતી—હું કહેતો'તો 'પ્રાણેશ્વરી'—અને એ કહેતી'તી 'પ્રાણેશ્વર!' પછી સૂઇ જતાં'તાં.

સર—ઠીક, વિરહની દશામાં શું થતું હતું ?

ભોલા—રોજ એક ચીઠ્ઠી મળતી'તી.

સર—તેમાં શું લખવામાં આવતું ?

ભોલા—તેને કંઇ ધડ કે માથું ન્હોતું! 'તમે ચાહો છો, હું ચાહું છું' આ એકની એક વાત ઘૂમાવી ઘૂમાવીને લખવામાં આવતી'તી.

સર—પછી ?

ભોલા—પછી વળી શું! હવે પછીની વાત તુંજ કહે!

સર—ઠીક. હવે પછીની વાત હું કહું છું. સાંભળો.

ભોલા—બોલ-પણ પહેલાં તું અહિં ઉભી રહે ને મને ત્યાં ઉભવા દે.

સર—કેમ ?

ભોલા—હવે તું વકતા ને હું શ્રોતા.

(બન્ને સ્થાન બદલે છે.)

સર—ઠીક, હવે સાંભળો.

ભોલા—સાંભળું છું.

સર—ત્યાર પછી કેવી દશા થઈ તે તમે જાણો છો ? તમને ઘેર આવતાં જરા વાર થતી તો દાદીજીનો મિજાજ માખણની પેઠે મુલાયમ રહેતો નહિ અને દાદીજીની રસોઇ ખરાબ બનતાં તમારૂં ગળું પણ કંઇ ઇમન કલ્યાણની તાન આલાપતું નહિ.

ભોલા—હા—આલાપતું તો નહિ—પછી ?

સર—બહારનું દિવાનખાનું અને અંદરનું અંતઃપુર એ બે જૂદી જૂદી જગ્યા છે એ વાત ત્યારપછી અચ્છી રીતે માલૂમ પડવા લાગી.

ભોલા—હં—પછી ?

સર—ત્યાર પછી જે અવસ્થા થઇ તે બહુ ભયાનક હતી.

ભોલા—(આગ્રહથી) કેવી જાતની!

સર—તમે અર્થાત્ પ્રાણનાથે ઘરની પાસે એક અડ્ડો બનાવી લીધો જ્યાંથી પ્રિયતમની વાતચીત પ્રેયસી ન સાંભળી શકે—પણ ભોજન તૈયાર થતાં તરતજ પ્રાણનાથને બોલાવી શકાય. ત્યારબાદ રાત્તને વખતે ઘરેણાં ઘડાવવાના હૂકમ કરતાં કરતાં પ્રેયસીનો શ્વાસ રૂંધાઇ જવો; સંસારની જંજાળના દુ:ખડાં રોતાં રોતાં પ્રિયતમની નિર્વાણ પ્રાપ્તિ; પરદો પડવો; એકાન્તમાં મચ્છરોનું ગણગણવું! કેમ? મળે છે કે નહિ?

ભોલા—આશ્ચર્ય! બરાબર-આબાદ મળે છે! તેં એ કેવી રીતે જાણ્યું?

સર—કલ્પનાથી: તમારામાં તો કલ્પના શક્તિ છેજ નહિ.

ભોલા—આટલી બધી નથી.

સર—ત્યાર પછી-સાંભળો! એ સમયની અવસ્થાની સાથે ઋતુરાજ વસન્તનો કાંઇ મેળ ખાતો ન્હોતો—પણ વર્ષા સાથે જરા જરા મેળ જરૂર હતો.

ભોલા—વર્ષા સાથે?

સર—ક્રમમાં ક્રમ એ દશા સાથે ગરજવા વરસવા તથા વીજળીના ચમકવાનો તો પૂરતો મેળ હતો. મળે છે કે નહિ?

ભોલા—અરે! અક્ષરે અક્ષર મળે છે. ત્યાં જો! તારો પ્રાણેશ્વર દૂર ઉભો ઉભો ભૂખ્યા ભિખારી પેઠે તારી તરફ તાકી રહ્યો છે. આ નજરનો અર્થ એવો થાય છે કે હઠી જા, એ બુઢ્ઢા!—લે, હું જાઉં છું. (જવાને તૈયાર થાય છે).

સર—જાઓ છો શામાટે?

ભોલા—નહિ તો તારો પ્રાણેશ્વર ખીજવાઇ જશે.

સર—નહિ. ખીજવાય શા માટે?

ભોલા—મારા અહિં હોવાથી તને પ્રેયસી કહી બોલાવતાં તારા પ્રાણેશ્વરના ઓઠ બીડાઇ જશે; બરાબર અભિનય સહિત, તારો હાથ

પકડી, ગરદન વાંકી કરીને તારા મુખ તરફ જોઇ, હસતો હસતો એ એમ નહિ શકે કે, 'પ્રિયે, હું તારો જ છું.'

સર—ઠીક. તો જુઓને.

ભોલા—જોઉં! ઠીક. આવો ભાઇ! અહિં આવો–કુદીને આવો. હાઃ હાઃ હાઃ—આવો ભાઇ!—એ આવે છે—ચુપ!

(ભગવાનદાસ આવે છે).

ભગ—(નીચું માથું રાખી) આપ બોલાવો છો?

ભોલા—તમે બોલાવવાની જ રાહ જોતા હતા કે નહિ? આને ઓળખો છો? કેમ! ચૂપ ઉભા છો? એક વાર—એને શું કહીને બોલાવો છો? બોલાવો તો! તેમ નહિ તો નામ લઇને બોલાવો. 'સરસ્વતી...ઇઇઇ...–અહા! કેવું મધુરૂં નામ છે! મારી જીભમાં મીઠાશને લીધે પાણી છૂટે છે; પછી તમારી તો વાત જ શી? તમે બોલાવી પણ કેમ શકશો! ઘણા દહાડાની મને ટેવ છે–તો પણ નામ દઇને બોલાવતા બોલાવતા હું ગાંડો ગાંડો થઇ જાઉં છું–અને તે છતાં એમ લાગે છે કે બોલાવવામાં કંઇ બાકી રહી ગઇ છે!

સર—દાદાજી! તમે શું ધડ માથા વગરની વાત કરી રહ્યા છો.

ભોલા—એ પાગલનો પ્રતાપ છે. કેમ? ભાઇ! ચુપ કેમ છો? નીચે શું જુઓ છો?...તો પણ મારી પૌત્રી તરફ તીરછી નજર ફેંકી રહ્યા છો–અને એ પણ—હું—

(સરસ્વતી હસી પડે છે)

ભોલા—હું અને તારી દાદી બન્ને આમ જ કરતાં'તાં રે! આમ જ કરતાં'તાં. આબાદ એમ જ કરતાં'તાં! જોતજોતામાં દહાડા વહી ગયા! (નિઃશાસો નાંખે છે) ઠીક. અત્યાર સુધી આંખોથી વાતો કરી–હવે જરા મ્હોં ખોલો! બેટી! મારો જમાઇ ગુંગો છે કે શું? ઠીક. હું હઠી જાઉંછું. (જાય છે.)

(ભવાનીપ્રસાદ આવે છે.)

ભવાની—દાદાજી! આપ સમજો છો કે કોઇ જોતું નથી!

નહિ–જુએ છે—એક માણુસ જુએ છે ને રૂએ છે. આપ જેટલા હસો છો તેટલો જ તે રડે છે. આપના મ્હોપર હાસ્ય ને હ્રદયમાં રૂદન છે. જેને પારકે ઘેર મોકલી દેવી પડશે તેને આટલો બધો પ્રેમ કરવો સારો નહિ, દાદાજી! પુત્રી જન્મથી જ પરાઇ સંપત્તિ છે. લોકો દીકરી મરી જતાં આટલા કેમ રડે છે તેની સમજ નથી પડતી. (જાય છે)

---

## પ્રવેશ ૫ મો.

સ્થાનઃ—મહેલની અગાશી.
સમયઃ—ચાંદની રાત.
પાત્રોઃ—ભગવાનદાસ અને સરસ્વતી.

ભગ—તારા દાદા તારા પર ખૂબ પ્રેમ રાખે છે?

સર—હા. બહુ પ્રેમ રાખે છે.

ભગ—તું એમના પર પ્રેમ રાખે છે?

સર—એમના પર? જગતમાં એમના પર મારો જેટલો પ્રેમ છે તેટલો કોઇના પર નથી. હું મારા દાદા માટે પ્રાણ પણ પટકી નાખવાને તૈયાર છું.

ભગ—અને મારે માટે?

સર—તમારી સાથે હજી કેટલા દિવસની પીછાન છે?

ભગ—ઠીક–સારી વાત છે–

સર—કેમ! ગુસ્સે થઇ ગયા! (હાથ પકડીને) છી...! ગુસ્સે ન થાઓ.

ભગ—(હાથ છોડાવીને) જા, તું મને નથી ચાહતી.

સર—ચાહું છું કેમકે તમે મારા સ્વામી છો. તમને ચાહવું તે અભ્યાસની વાત છે અને દાદાને ચાહવું તે ચાહ સ્વાભાવિક છે.

ભગ—એ જ અધિક છે.

સર—બેશક! એમનામાં ને તમારામાં બહુ અંતર છે.

ભગ—શું અંતર છે?

સર—હું જો કદિ મરી જાઉં તો દાદાજી શોકને લીધે રડી રડીને અંધ બની જશે અને તમે એક જ વર્ષમાં નવી વહુ પરણી ઘરમાં બેસાડી દેશો.

ભગ—કદિ નહિ.

સર—ઠીક. બતાવીશ ત્યારે.

ભગ—કેવી રીતે?

સર—(હસીને) ખરેખર જ મરી જઇને બતાવવાનું દીલ થાય છે કે મર્દોની જાતિ કેવી નિષ્ઠુર અને જૂઠી હોય છે!

ભગ—શી રીતે?

સર—તમે લોકો પહેલા પ્યાર બતાવો છો—સમુદ્રની લહરોની પેઠે કિનારાપર હાથ પહોળા કરી જાણે પ્રેમને પકડી જવા આવો છો. ત્યાર પછી વાસનાની તૃપ્તિ થતાં સમુદ્રતરંગની પેઠે જ શિથિલ થઇ કિનારા પરથી પાછા ચાલ્યા જાઓ છો.

ભગ—હું તને એવી રીતે ચાહતો નથી.

સર—ત્યારે કેવી રીતે ચાહોછો?

ભગ—મારો પ્રેમ આકાશ સમો અનન્ત, ઉદાર અને નિર્મલ છે. એનો અન્ત નથી–એમાં તૃપ્તિ નથી. એ પ્રેમ પહાડ સમો અટલ છે–ધ્રુવ તારા સમો સ્થિર છે! તું હસે છે! જા, તું મને નથી ચાહતી.

સર—હું તમારૂં કાવ્ય સાંભળી રહી હતી! તમારી મા કેવી છે? કંઇ કાગળ આવ્યો છે?

ભગ—આ ચર્ચાની અંદર માના પ્રસંગને સ્થાન શું છે?

સર—એ પ્રસંગ આ ચર્ચાની અંદર નથી–બહાર છે એમ! ઠીક. 'મા' પદાર્થ બહુ ગદ્યમય છે, ખરૂં!

ભગ—કેમ?

સર—નહિ તો શું તમે આ રજામાં એક વાર તેમની પાસે જાત પણ નહિ! રજા સાસરામાં જ પૂરી કરી દીધી! આંખની શરમ પણ ન નડી! અહિં કરો છો શું? ત્યાં તમારી મા શૂન્ય નજરે તમારી રાહ જોઇ રહી છે.

ભગ—કોણે કહ્યું?

સર—હું જાણું છું. એ વાત પણ કોઇએ કહેવી જોઇએ ખરી! હાય! સ્વામી! તમે માને ભૂલી ગયા–તમે માતાને જ ન પીછાની! એ જે દિવસે ચાલી જશે તે દિવસે તેને પીછાનશો.

ભગ—તું પીછાને છે?

સર—હા–કેમકે મારે હવે મા નથી. એ રત્ન ગૂમાવ્યા વિના ઓળખાતું નથી–એની કદર થતી નથી. તમારી બુઢ્ઢી મા આંખોમાં આંસું ભરીને તમારી રાહ જોઇ રહી છે અને તમે અહિંયા એક તુચ્છ સ્ત્રી–જેને એક સાલ પહેલાં પીછાનતા પણ ન્હોતા–જેનામાં એક માત્ર ગુણ છે રૂપ અને જુવાની–તેની ગોદમાં પડી રહ્યા છો.

ભગ—તું એમ ચાહે છે કે હું અહિં નહિ રહું?

સર—મારી ઇચ્છા એ છે કે અહિં રહો–પણ માને છોડીને નહિ. પ્રેમના ચરણોમાં તમે સ્વાર્થનો ભોગ આપી શકો છો; પણ કર્ત્તવ્ય અને માતૃભક્તિનો નહિ.

ભગ—એ વાત મારે વિચારવાની છે. તારે એનું શું? તારૂં કામ ફક્ત મને આદર, આલિંગન અને ચુમ્બન દેવાનું છે.

સર—હું તમારી રાખેલી રાંડ નથી–તમારી સ્ત્રી છું–પત્ની છું–અર્ધાંગના છું. તમારે માટે મને ભય ઉત્પન્ન થાય છે.

ભગ—કેમ?

સર—તમને જ્યારે માતાનો જ ખ્યાલ નથી તો કોને ખબર. તમે કયું પાપ કર્મ નહિ કરી શકો! માતૃભક્તિ–જે કર્ત્તવ્ય સર્વ કર્ત્તવ્યોનું મૂલ છે, જીવનની પહેલી મહાશિક્ષા છે, મનુષ્યપ્રકૃતિનો અસ્થિમજ્જાગત સનાતન ધર્મ છે; માતૃભક્તિ–જેના કોમલ કર

સ્પર્શથી કર્ત્તવ્યની કઠિનતા દૂર થઇ જાય છે, ભક્તિ અને સ્નેહ પુલકિત થાય છે, જે કર્ત્તવ્યમાં તર્કની જરૂર નથી, જે કર્ત્તવ્ય સિદ્ધ કરવા માટે દલીલોની સહાયની આવશ્યકતા નથી, જે વિધિ અને વિધાનને માનવાની ના પાડે છે; માતૃભક્તિ-જે એક સ્વર્ગીય પ્રતિભાથી મનુષ્યજીવનને મંડિત કરી દે છે, આનંદસહિત પ્રકૃતિનું ઋણ ચૂકાવે છે, આત્માને સ્ફૂર્તિ આપે છે, અભ્યાસગત સંસ્કારને જીવનના મૂલ મંત્ર બનાવી દે છે, મનુષ્યની સઘળી કોમલ-દયામય પ્રવૃત્તિઓ-પર હકૂમત ચલાવે છે, ઘટના વીપર્યયની ઉપર રમત કરે છે, મૃતપ્રાય શરીરને જીવિત કરે છે અને મૃત્યુની ભયાનક અંધારી ઘડીને પ્રકાશિત કરી દે છે; આ માતૃભક્તિથી જે વિમુખ હોય તે કંગાળને બીજી શાની પરવા છે? તે જીવનમાં ક્યું પાપકર્મ કરતાં ડરે છે?' તેથી કહેતી'તી-સાવધાન! સંસારમાં માથી વધારે કોઇ નથી: બહેન, કન્યા, સ્ત્રી, કોઈ નથી. કહો, તમારી મા સારી છે?

ભગ—હા.

સર—જૂઠું! જરૂર તેની તબિયત સારી નથી. સાચું કહો. તે માંદી છે?

ભગ—હા-પણ બહુ નહિ.

સર—વળી જૂઠું! હું તમારી પત્ની છું-મારી સાથે જૂઠ! નહિ, મને લાગે છે, તમારી મા સખ્ત બીમાર છે! કેમ! શું છે? ચુપ કેમ થઇ ગયા? સમજી ગઇ! તમારી મા હમણાં ક્યાં છે? હું દાસીની પેઠે તેની સેવા ચાકરી કરીશ. માંદગીમાં હું તેમની પાસે ખડે પગે તૈયાર રહીશ. તમે નહિ જાઓ પણ હું જઇશ. બોલો, તેને શું થયું છે?

ભગ—ન્યુમોનિયા-બીજું કંઇ નથી.

સર—ત્યારે મેં સ્વપ્નું જોયું તે ખોટું ન્હોતું! હું તેની પાસે જઇશ. આજેજ જઇશ. તમે અહિં રહો. બચપણથીજ મારી મા મરી ગઇ હતી. સેવા કરવાની હોંસ રહી ગઇ છે. 'આ' કહીને

પોકારવાનો લ્હાવો પણ નથી લીધો. બીજી એક મા મળી છે તો હવે તેને મા કહીને, સેવા કરીને, મારો મનોરથ પૂરો કરીશ. હું જઇશ.

ભગ—આ હાલતમાં તું કયાંય જાય તે ઠીક નથી.

સર—ઠીક નથી! તમે તેના પુત્ર થઇને આવી વાત કરી રહ્યા છો! તમારી મા, જેણે તમને ગર્ભમાં રાખ્યા હતા!—બોલો, તમારી મા હમણાં કયાં છે?

(દીનાનાથનો પ્રવેશ.)

દીના—સ્વર્ગમાં! ઉત્સવ કરો—મઝા કરો ભગવાનદાસ! આફત ટળી ગઇ! તેના મૃત શરીર પર તમે બન્ને જણાં તાંડવ નૃત્ય કરો. તમારી બલા મટી ગઇ.

સર—શું સાસુજી મરી ગયાં?

દીના—વહુ! ધન્ય છે તમારી વહુઓની જાતિને! તમે સ્વામીઓને પશુઓથી પણ અધિક અધમ બનાવી દો છો, ભાઇ ભાઇમાં વેર વધારો છો, પુત્રને માતાની ગોદમાંથી છીનવી લો છો! ધન્ય છે તમારી જાતને! બલિહારી! અને તું ભગવાનદાસ! નીચ, દુષ્ટ, માના હત્યારા! નરકમાં પણ તારો ઠાર થશે નહિ. હું તો એટલું જ કહીશ. હું તને શાપ દઉં છું કે તારા સ્પર્શથી સોનું મીટ્ટી બની જાય—તું તારી મરી માતાના મુખની છાયા જોઇ જોઇને સદા કંપતો જ રહે. હું તને આ શાપ દઇ જાઉં છું. યાદ રાખજે. (જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

સ્થાન:—દિવાનખાનું.

સમય:—રાત્રી.

પાત્રો:—ગૌરીનાથના કુછંદી મિત્રો, મુન્ની, હીરા વિગેરે.

માધવ—આજની પાર્ટીમાં ભારી રંગત ઝામશે.

શારદા—એમ લાગે છે કે, આ વર્ષે દુકાળ પડશે.

ખુશ્બુલાલ—અરે! ભગ્ગુ! તમાકુ ભરી લાવ.

શંકર—મનોહરલાલની સ્ત્રી બહુ માંદી છે.

શારદા—હવે એ સિદ્ધ થઇ ગયું છે કે બખ્તિયાર ખીલજી એ 'નદિયા' (નવદ્વીપ) પર હૂમલો કર્યો ન્હોતો.

માધવ—આજ કાલ ઠંડી ખૂબ પડે છે.

નારાયણ—અજી, ગીત ગોવિન્દ તમને કેવું લાગે છે!

હરિદત્ત—અરે! ભગ્ગુ! સોડા લાવ્યો કે?

ચન્દ્રભાનુ—તમને કંઇ બચ્ચાંબાલાં છે?

શારદા—અશોકના સમયમાં બૌદ્ધધર્મનો પ્રચાર ન્હોતો થયો એવા ભાવનો એક તામ્રપત્રનો લેખ મળ્યો છે.

કાલી—સુનોજી! Give me a glass of liquid fire-distilled damnation.

(ગૌરીનાથનો પ્રવેશ.)

શંકર—લો, ગૌરીનાથબાબુ આવી ગયા.

ગૌરી—કેમ! હજુ નથી આવી?

શંકર—જાપાનીઓએ જે દિને પોર્ટઆર્થરપર હૂમલો કર્યો તે દિને અમારી ઑફિસમાં જેઓ રશિયાના પક્ષકારો હતા તેમણે તમાકુ પીધી ન્હોતી.

માધવ—ખરેખર!–આ જુઓ—

(સારંગીવાલા સાથે મુન્નીનો પ્રવેશ)

ચન્દ્રભાનુ—હઠી જાઓ. હઠી જાઓ. બી સાહેબા માટે રસ્તો કરો–રસ્તો કરો.

(ચન્દ્રભાનુ બધાને હઠાવી રસ્તો કરે છે. માધવ ચાદરથી રસ્તો સાફ કરે છે. બુધ્ધુલાલ ખેસથી મુન્નીને હવા નાખે છે. શારદા શાંત ભાવે તમાકુ પીતો શંકર સાથે ધીરે ધીરે વાત કરે છે. બૈજુ મુન્નીનો હાથ પકડીને કહે છેઃ 'આઇએ')

મુન્ની—હાથ છોડો (હાથ છોડાવે છે.)

બૈજુ—અરે! બાપરે! આ તો રંડી નથી–કાલી નાગણ છે.

એકદમ ફેણુ ફેલાવી ફૂંફાડા મારવા લાગી! આવો રાણી! (ફરી હાથ પકડવા જાય છે.)

મુન્ની—ખબરદાર, મને અડકશો નહિ.

બૈજુ—અજી ગૌરીનાથ! (માથું હલાવી ઈશારાથી પ્રશ્ન કરે છે)

કાલી—અજી બી સાહેબાની ભાષા તો એકદમ અખબારી ભાષા—સાધુ ભાષા છે! એવી ભાષા તો મોટા માણસોજ બોલે છે. Is it a vision—or a fairy! She seems to me too fine to be a woman.

ગૌરી—આટલી નારાજ કેમ થાય છે રાણી! તું તો વેશ્યા છે.

મુન્ની—જેની મા વેશ્યા અને બાપ વેશ્યાગામી હોય તે વેશ્યા નહિ તો શું સ્વર્ગની દેવી થવાની હતી? તો પણ હું વેશ્યા નથી.

(બધા ચોંકીને મુન્નીને જોવા માંડે છે.)

બુધ્ધુ—તું વેશ્યા નથી? તો શું સીતા સતી છે?

મુન્ની—હાય! ના પણ પાડી શકતી નથી. એ કલંક—એ દોષ વિધાતાએ મારા માથા પર જડી દીધો છે. હું શું કરી શકું? જવા દો સાહેબ! ગાનું શરૂ કરૂં?

ગૌરી—તને ફક્ત ગાવાનું જ કહ્યું છે કે નાચ શુદ્ધાં કરશે?

મુન્ની—જી નહિ. ફક્ત ગાઈશ.

કામતા—અને અમે આંખો બંધ કરીને સાંભળ્યા કરશું? તું કંઈ આને દેવ મંદિર સમજી છે કે શું?

માધવ—ઠીક—ગાઓ.

મુન્ની—(સારંગીવાલાને) છેડો.

(સારંગી તબલાવાળા સૂર મીલાવે છે)

ગૌરી—સબૂર! પહેલાથી ઠીકઠાક કરી લઉં! (મુન્નીને) તું શું ફક્ત ગાવા માટે આવી છે?

મુન્ની—જી હા.

ગૌરી—તે નહિ ચાલશે.

મુન્ની—આપની ખુશી. ( જવા તૈયાર થાય છે )

ગૌરી—જાય છે કયાં અગાઉથી રૂપિયા લઇને—

મુન્ની ( સરંગીવાલાને )—રૂપિયા ફેંક દો.

( સારંગીવાલો નોટોનું બંડલ ફેંકી દે છે. મુન્ની અને તેના સાથી જાય છે. )

માધવ—ઓહ ! ક્વીન સેમીરામીસનો અવતાર છે.

બેન્જુ—આજની બેઠક ધુળમાં મળી ગઇ. અજી, બોલાવો. બોલાવો. જહન્નમમાં જાય નાચ ! એકલું ગાનું થવા દો. શિવદયાલ ! બોલાવો.

( શિવદયાલ મુન્ની અને તેના સાથીઓને બોલાવી લાવે છે. )

મુન્ની—( સાથીઓને ) સારંગી મીલાવો.

( તબલા સારંગી મીલાવે છે. )

શારદા—( શંકરને) તું મહા મૂર્ખ છે.

શંકર—તું વજ્ર મૂર્ખ છે.

શારદા—સન ૧૪૧૫

શંકર—સન ૧૪૧૬

શારદા—બેઅદબ !

શંકર—ચુપ રહે !

ગૌરી—શું છે ? શું થયું ? શું થયું ?

શારદા—Battle of Agincourt ની સન ૧૪૧૫ છે.

શંકર—નહિ, Battle of Agincourt ની સન ૧૪૧૬ છે.

શારદા—પાજી.

શંકર—બેવકૂફ.

શારદા—આવી જા ( બાંહી ચઢાવે છે )

શંકર—આવને ! જોઇ તો લઉં. ( બાંહી ચઢાવે છે ).

ગૌરી—અરે ! આ કરો છો શું ? થયું છે શું ?

શારદા—Battle of Agincourt ( મુક્કી ઉગામે છે ).

શંકર—હાં–Battle of Agincourt ( મુક્કી ઉગામે છે ).

શારદા—૧૪૧૫ માં.

શંકર—૧૪૧૬ માં.

ચન્દ્ર—અરે ! એજીન કોર્ટની લડાઇ કયા સાલમાં થઇ તે માટે લડવા કેમ નીકળ્યા છો ? કેમ અહિંયાજ યુદ્ધ કરવું છે ! અહિં તો દીલ બહેલાવવા આવ્યા છો.

શારદા—ઠીક–આવ–બહાર આવ–( કચ્છ મારે છે ).

શંકર—આવને ! ( કચ્છ મારે છે ).

શારદા—મેદાનમાં ચાલ.

શંકર—ચાલ.

શારદા—બૅટલ ઑફ એજીન કોર્ટ.

શંકર—બૅટલ ઑફ એજીન કોર્ટ.

બન્ને સાથે—Battle of Agin court (હુંકારા કરતા જાય છે)

ગૌરી—અરે ! આ કરો છો શું ? Battle of Agin court માટે તમે શા માટે લડી રહ્યા છો ?

કાલી—બેશક બન્ને બહાદુર છે. ખરેખર બન્ને જણ જાણે બૅટલ ઑફ એજીન કોર્ટમાં ગયા હોયની ! કચ્છ બાંધ્યા છે, બાંહી ચઢાવી દીધી છે, મુક્કા ઉગામ્યા છે, કૂદાકૂદ કરી રહ્યા છે–હવે બીજું શું જોઇએ ? Strange, all this difference should be betwixt Tweedledum and Tweedledee.

મુન્શી—કેમ સાહેબ ! આવું ?

ગૌરી—આવો.

કાલી—સબુર, પહેલા એ નક્કી કરો કે Battle of Agincourt કઇ સનમાં થઇ હતી ! મને ભારી ફીકર થાય છે. રાતના ઉંઘ પણ આવતી નથી.

( બધા હસે છે )

ગૌરી—તું હિન્દીના પદ પણ ગાય છે કે ફક્ત ઉર્દૂ ગઝલો?

મુન્ની—બન્ને ગાઉં છું.

કાલી—ત્યારે ઉર્દૂ જ ગાઓ કે હું સમજી શકું. Hindi is Greek to me.

બેજુ—નહિ, પહેલા એક હિન્દી પદ થવા દો ( સૂરમાં ) 'પ્રેમ હૈ સબલ સહાયક સંગ.'

કાલી—ઉસ્તાદ!

ચન્દ્ર—નહિ જી. ઉર્દૂ જ ગાઓ–બધું રહેવા દો–ઉર્દૂ જ ગાઓ.

માધવ—પણ અરબી ન છાંટશો.

બુધ્ધુ—હા અરબી–ફારસી કોઇ નહિ સમજે.

કાલી—જુઓ તો ખરા શું ગાય છે તે! Perhaps it may turn out a song or perhaps turn out a sermon.

ગૌરી—પહેલા એક હિન્દી ગાઓ.

મુન્ની—જો હુકમ! ( ગાય છે )

પલકનસોં પગ ઝારોં રી મૈં જબ ઘર આવે મેરા પ્યારા;
ગરવા લગાઉં, તપન બુઝઉં,–તન મન ધન સબ વારા.

( હીરાનો પ્રવેશ. )

બૈજુ—આ કોણ છે?

ગૌરી—( હીરાને જોઇ ચોંકીને ) તું અહિંયા!

હીરા—વાહ! કેવું સુસજ્જિત વિલાસ ભવન છે–વિશાલ દર્શનીય ઓરડો છે–હૃદયને પાગલ બનાવી દેનારૂં અલૌકિક સંગિત છે. ( ગૌરીનાથને ) કેમ! મ્હોં પર કાળાશ કેમ છવાઇ ગઇ? પેલી વાત નહિ કહું. ડરો નહિ. રસ્તે જતાં જતાં અહિં રોશની જણાઇ, હાસ્ય સાથ સુન્દર ગાયનનો અવાજ સંભળાયો. મનમાં આવ્યું, જરા જોઊં તો ખરી કે અહિં કેવો પ્રેતનો નાચ થઇ રહ્યો છે.

ગૌરી—તો હવે જા—

હીરા—જરા વાર થોભું તો શી હરકત છે? બહાર ઘોર અંધકાર છે. રસ્તામાં સઘળે કીચડ કીચડ થઇ રહ્યું છે. દીલ અકડાવી

નાખે એવી ઠંડી હવા છે. ઘણા દિવસ પહેલાની પેલી કાલરાત્રીનું સ્મરણ થઇ આવ્યું. મનમાં આવ્યું કે જરા એ પાણી પાપીને જોઇ તો આવું.

ગૌરી—દરવાન!

હીરા—કંઇ કહેતી નથી. ડરો નહિ! આ સમયે આ સુસજ્જિત નાટયશાલામાં, આ મધુર ગીતથી ગુંજતા પ્રકાશપૂર્ણ વિલાસભવનમાં જો હું એ વાત કહું તો સંગીત ભયથી થંભી જશે, પ્રકાશ આતંકથી મ્હો છૂપાવી લેશે, હાસ્ય આર્ત્તનાદ કરવા માંડશે.

ગૌરી—એ દરવાન!

હીરા—ત્યાર પછી એ અંધકારમાં એકાએક મસાણની ચિતા ભડભડ બળવા માંડશે, સુગંધિત પવન સડેલા મુર્દાની દુર્ગંધ ખેંચી લાવશે, જમીન ફોડીને શૈતાન કૂદવા માંડશે. નહિ, એ વાત નહિ પ્રકટ કરૂં. એ વાત સાંભળીને ભાઇ ભાઇના મ્હો તરફ સ્થિર આંખોએ જોઇ શકશે નહિ, સ્ત્રી પોતાના સ્વામીને ગળે વળગતી વખતે બાજુમાં છૂપો છૂરો જોશે; સન્તાન પોતાની માતાના દૂધમાં ઝેર હોવાની શંકા કરશે. કંઇ નહિ કહું—ડરો નહિ! તો પણ જીવ ચાહે છે કે એકવાર એ વાતને જગત્ સમક્ષ પ્રકટ કરી દઉં! પછી શું થાય છે તે જરા જોઇ લઉં! એક વાર એ વાત કહી જોઉં તો ખરી કે શું થાય છે!

ગૌરી—ક્યાંથી આ દિવાની સ્ત્રી અહિં આવી? કહાડો એને—

હીરા—શું કહ્યું? દિવાની સ્ત્રી! કહાડો એને! ત્યારે કહું? હા કહીશ. એ વાત હવે પ્રકટ કરી દઇશ. હવે તે છૂપાવી શકતી નથી. સાહેબો! હું પાગલ નથી. હું જે વાત કહું છું તે દિવાનીનો લવારો નથી.

ગૌરી—દરવાન! દરવાન!

(દરવાનને બોલાવતો બહાર જાય છે)

હીરા—આપણે ઇશ્વરને સાક્ષી માનીએ છીએ પણ ઇશ્વર કદિ પણ સાક્ષી આપવા આવતો નથી. તે તો હાથ જોડીને બેસી રહે છે. મરેલો માણસ ગવાહી આપતો નથી. ફક્ત સ્થિર, ભાવહીન, દૃષ્ટિહીન નેત્ર તાકયા કરે છે; પણ હું જે વાત આ સભામાં પ્રકટ

કરવા ચાહું છું તેનો એકેએક શબ્દ કોઇ પણ અદાલતમાં સાબીત કરી શકું એમ છું. નહિ, હું પાગલ નથી. આ દુર્બલ, ફાટેલા ચીથરાવાળી, વિખરેલ બાલવાળી, ધૂળથી ખરડાયલી કંગાલ સ્ત્રી એક સારા ખાનદાનની શિક્ષિત સ્ત્રી છે.

( ગૌરીનાથ પાછા આવે છે. )

ગૌરી—દરવાન ક્યાં ગયો? ચાલી જા—કહુંછું કે ચાલી જા—નહિ તો—

હીરા—સાહેબો, આપની સામે ઉંચા પોષાકમાં સજ્જ થઇ, આબરૂદાર ગણાતો જે માણસ ઉભો છે તે ઠગ, વ્યભિચારી, ખૂની—

ગૌરી—( દોડી જઇને હીરાનું ગળું જોરથી દબાયે છે) ચૂપ રહે.

હીરા—બચાવો—બચાવો—( ગળું છોડાવવા મથે છે ) આજે હું એ વાત પ્રકટ કરીને મરીશ—બચાવો.

મુન્ની—સામે એક સ્ત્રીનું ખૂન થઇ રહ્યું છે અને બધા મર્દો પત્થરની મૂર્તિ પેઠે ગુપચુપ બેસી તમાશો જોઇ રહ્યા છે. જ્યારે મર્દો આવા નામર્દો થાય ત્યારે મર્દનું કામ સ્ત્રીને કરવું પડે છે. ( દોડીને ગૌરીનાથનું ગળું પકડે છે ) છોડી દો—છોડો—નહિ તો—

ગૌરી—( હીરાને છોડીને ) ચુપ રહે ( મુન્નીનું ગળું પકડે છે )

મુન્ની—એને માટે પણ તૈયારી કરીને આવીછું ( પોતાનાં વસ્ત્ર નીચેથી એક તેજદાર છુરી કાઢી ગૌરીનાથની છાતી પર તાકીને ) સાવધાન! ( ગૌરીનાથ તરત મુન્નીને છોડી દઈ પાછળ હઠે છે પણ મુન્ની છુરી હાથમાં લઈ જેમની તેમ ઉભી રહે છે. એટલામાં મહફીલના સઘળા માણસો ઉભા થઈ ગુપચુપ આશ્ચર્ય સહિત મુન્નીને જોઇ રહે છે. હીરા બન્ને આંખો ફાડીને મુન્નીને જુએ છે. પછી ભયપૂર્ણ સ્વરથી ચીશ પાડી મુન્નીને પુછે છે: 'તું કોણ છે? તું કોણ છે?' અને તરત મૂર્છીત થઇ જાય છે. )

---

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

**સ્થાનઃ**—ભોલાનાથનું દિવાનખાનું.

**સમયઃ**—સ્હવાર.

**પાત્રોઃ**—ભોલાનાથ, પ્રેમશંકર અને કાલીચરણ.

પ્રેમ—આપ બેઉ હાથોએ દૌલત લૂંટાવી રહ્યા છો—છેવટે તમારે હાથ ધોઇ રસ્તામાં બેસવું પડશે.

ભોલા—જ્યારે બેસવું પડશે ત્યારે બેસીશ.

પ્રેમ—તોપણ દૌલત લૂંટાવ્યાજ જશો?

ભોલા—જ્યાં સૂધી છે ત્યાં સૂધી તો જરૂર લૂંટાવીશ.

પ્રેમ—હવે છે શું કે લૂંટાવશો?

ભોલા—એનો અર્થ શું? આ ઘરને તમે સાધારણ માનો છો, ભાઈ! વળી જમીનદારી પણ છે.

પ્રેમ—જમીનદારીના ઇલાકા તો એક એક કરીને સઘળા વેચાઇ ગયા.

ભોલા—ક્યારે? તો પછી રૂપિયા ક્યાંથી આવે છે?

પ્રેમ—એ રૂપિયા તો લીલાંઉથી માલગુજારી અદા કરવાથી વધેલી રકમના છે. આપને એની પણ ખબર નથી? હમણાં આપની જમીનદારીની આવક કેટલી છે તે આપ જાણો છો?

ભોલા—કેટલી છે?

પ્રેમ—આપને કંઇ ખબર નથી?

ભોલા—નહિ.

પ્રેમ—આશ્ચર્યની વાત છે. ઠીક, જમીનદારીની આવક એક લાખ રૂપિયા હશે ખરી ?

ભોલા—હશે !

પ્રેમ—કે પચાસ હજાર ?

ભોલા—બધી મળીને !

પ્રેમ—એટલી પણ નથી.

ભોલા—નથી ? ખરેખર ?

પ્રેમ—આ વખતે વાર્ષિક આવક દશ હજાર પણ થશે કે કેમ તે વિષે શક છે.

ભોલા—આ શું ?

પ્રેમ—એ લાખ હતી—હવે દશ હજાર બાકી છે.

ભોલા—હા. બાકી એક લાખ ને નેવું હજારની આવકનું શું થયું ?

પ્રેમ—માલગુજારી ન પહોંચવાથી બધા ઇલાકા લીલાંઉ થઇ ગયા.

ભોલા—જવાદો. આફત ગઇ.

પ્રેમ—એ બધા આપના ગુમાસ્તાના કરતુક છે. એ બધી મહેસુલ વસુલ કરી પોતે જ હડપ કરી ગયો.

ભોલા—ખરેખર ? એણે એમ કેમ કર્યું ? મારી પાસે માગત તો હુંજ આપી દેત.

પ્રેમ—એ શિવાય એણે ગૌરીનાથ સાથે મળી લીલામી ઇસ્તિહાર બંધ કરી જમીનદારી લીલાંઉ કરાવી દીધી.

ભોલા—લીલાંઉ કરી દીધી ? નહિ, નહિ, એમ તે કંઇ થાય ? તમારી સાંભળવામાં ભૂલ થઇ હશે.

પ્રેમ—સાંભળવામાં ભૂલ થઇ !—પહેલાં કાને સાંભળ્યું હતું. પણ હવે તો બધી તપાસ કરીને ખાત્રી કરી લીધી છે. સાંભળો, હજુ જરા હાથ ખેંચી ધરો. નહિ તો બે દિવસ પછી ભોજનના વાખા પડશે.

ભોલા—( હસીને ) એમ તે વળી થઇ શકે કે બાઇ ?

પ્રેમ—જે જમીનદારી બચી છે તેની હવે હું વ્યવસ્થા કરીશ. આપ હાથ જોડીને બેસી રહો.

ભોલા—હાથ જોડીને બેસી રહેવાય ખરૂં ? ગરીબની પ્રાર્થના સાંભળતાં જ આંખમાં આંસુ ભરાઇ આવે છે, તેને છાતીએ ચાંપવા માટે હાથો આપોઆપ આગળ વધી જાય છે! હાથ ખેંચી પકડું ? નહિ, એમ બની શકે ખરૂં, ભાઇ!

કાલી—The robbed that smiles' steals something from the thief. ( જાય છે )

ભોલા—પ્રેમશંકર ! જેમ તેમ કરીને જોઇએ તો હું ઘરનો ખર્ચ કમી કરી શકું પણ બીજાનાં દુઃખ ટાળવામાં હાથ ખેંચી ધરવો અશક્ય છે! ત્યાગમાં કેવો આનન્દ છે, દાનમાં કેવું સુખ છે તે તમે નથી જાણતા! ભીની આંખોના આંસુ સૂકવવા, શુષ્ક-ફીકા હોઠો પર હાસ્ય નચાવવું, મ્લાન મુખને પ્રસન્ન કરવું—એ પણ એક સૃષ્ટિ છે—એક લ્હાવો છે ! કઠોરને પ્રેમ કરવો—પાપીને કૃતજ્ઞ બનાવવો...તે તમે નથી જાણતા ! હેં-હેં-હેં-તમે હજુ તદ્દન નાદાન છો.

પ્રેમ—અને બીજી બાજુ તમારી જમીનદારી એક એક કરીને ગૌરીનાથે ખરીદી લીધી છે.

ભોલા—ભલે ખરીદી લે. તેને તો આનન્દ થાય છે ને !

પ્રેમ—ચોર ધર્મની વાત નથી સાંભળી શકતો ( જાય છે )

ભોલા—પ્રેમશંકર બહુ નારાજ થઇ ગયા છે. આ કોણ આવે છે ! દીનાનાથ ! હા-દીનાનાથ જ છે ! આવો દીનાનાથ ! બહુ દહાડે આવ્યા ! ( દીનાનાથ આવે છે )

ભોલા—આવો, મારા વ્હાલા બાળમિત્ર ! ( એકદમ ઉઠીને ભેટે છે ) ક્યારે આવ્યા ?

દીના—આજે જ.

ભોલા—તમને લાંબા વખતથી મળ્યો ન્હોતો. મારી સરસ્વતી તો સારી છે ને ?

દીના—બહુ સારી છે !

ભોલા—અને ભગવાનદાસ ?

દીના—તે તો તેનાથી પણ બહુ સારો છે !

ભોલા—બેસો, બેસો ! સરસ્વતીની વાત કરો ! ક્યારથી એને જોઇ નથી. મારી તબિયત પણ સારી નથી રહેતી—પણ એ વાત જવા દો. બોલો, તમે સરસ્વતીને મળતા હતા ?

દીના—હા.

ભોલા—તે તમારી પાસે મારી કંઇ વાત કરતી'તી ? કહેતી'તી કે તે હજુ પણ પહેલાની પેઠે મને ચાહે છે !

દીના—ચાહે કેમ નહિ !—તમે એના લગન કરી આપ્યા છે !

ભોલા—કેવા લગ્ન કર્યા છે !

દીના—બહુજ સારા ! આવી સુવર્ણની પ્રતિમા એક ચંડાળને સોંપી દીધી !

ભોલા—એનો અર્થ શો ?

દીના—તેની હાલત જરા જાતે જઇને જુઓ !—હમણાં તમે તેને પીછાની પણ શકશો નહિ.

ભોલા—કેમ ?

દીના—કેમ શું ? માનસિક કષ્ટથી—ભરપેટ અન્ન ન મળવાથી—

ભોલા—ભરપેટ અન્ન ન મળવાથી ! કેમ ! હું એને દર મહિને ૫૦૦ રૂપિયા મોકલું છે તે શું નથી મોકલવામાં આવતા ?—પ્રેમશંકર—

દીના—રૂપિયા જરૂર મોકલાય છે ને પહોંચે છે શુધ્ધાં ! પણ તમારો લાડકો જમાઇ તેમાંથી ૪૦૦ રૂપિયા એક વેશ્યાના ચરણોમાં અર્પણ કરી દે છે.

ભોલા—શું ? કોના ચરણોમાં અર્પણ કરી દે છે ?

દીના—બીજા કોના ચરણમાં ? વેશ્યાના ચરણોમાં !—દીવો લઇને છોકરો શોધી કાઢ્યો હતો ! તમારી સંપત્તિનો ઉપભોગ એક વેશ્યા કરી રહી છે. એ પણ બલિહારી !

ભોલા—તમે એમ કહેવા માગો છો કે ભગવાનદાસે વેશ્યા રાખી છે ?

દીના—તે તમે નથી જાણતા ? સાંભળ્યું પણ નથી ?

ભોલા—નહિ, દીકરીએ તો કંઇ લખ્યું નથી.

દીના—નથી લખ્યું કે પૂરૂં ભોજન પણ મળતું નથી ?

ભોલા—નહિં !

દીના—એ પણ નથી લખ્યું કે એનું બાલક પૂરતો ખોરાક ન મળવાથી તથા તાવમાં દવા ન થવાથી મરણ પામ્યું ?

ભોલા—કોણ ? બાલક ?

દીના—હા. બાલક.

ભોલા—મરી ગયું ? આ બધું શું કહી રહ્યા છો ?

દીના—એની પણ ખબર નથી ?

ભોલા—મરી ગયું ? કયારે ? સરસ્વતીએ તો કંઇ લખ્યું નથી.

દીના—નથી લખ્યું ! આશ્ચર્ય !

ભોલા—મરી ગયું ? બરાબર ખબર છે ?

દીના—મારા બોલ પર વિશ્વાસ નથી આવતો ?

ભોલા—સમજી ગયો. સરસ્વતી ! મને દુઃખ થશે એમ જાણીને તેં એ વાત મને ન લખી ! ઓહ ! આ અવસ્થામાં તને પુત્ર શોક પણ સહેવો પડયો બેટી !

દીના—નસિબની વાત છે !

ભોલા—ભગવાનદાસે વેશ્યા રાખી છે ?

દીના—હા.

ભોલા—વેશ્યા ?

દીના—કેમ સમજાતું નથી ? હું તો વિશુદ્ધ ભાષામાં કહી રહ્યો છું. ગ્રામ્ય ભાષામાં કહું ?

ભોલા—વેશ્યા રાખી છે ! કેમ ?

દીના—લો–હવે તમારા આ 'કેમ'નો જવાબ હું શું આપું? લોકો વેશ્યાને શા માટે રાખે છે?

ભોલા—ભગવાનદાસ શું હવે સરસ્વતીને ચાહતો નથી? વાત શું કરો છો?

દીના—ચાહે શા માટે નહિ? તમારી પૌત્રીજ એ વેશ્યાનો ખર્ચ આપે છે ને?

ભોલા—માથું ફરી જાય છે—સબુર! ભગવાનદાસ સરસ્વતીને હવે નથી ચાહતો!

દીના—ચાહે છે. જેમ સાપ દેડકાને ચાહે છે તેમ.

ભોલા—પણ પહેલા તો ખૂબ ચાહતો હતો.

દીના—ચાહતો હશે.

ભોલા—આ વાતનું તો મને કદિ સ્વપ્ન પણ ન્હોતું આવ્યું! સરસ્વતીને કોણ પ્યાર ન કરે? એ વાત મારી કલ્પનામાં પણ ઉતરતી નથી. એ મારી સરસ્વતી પર બહુ પ્રેમ રાખતો'તો! સરસ્વતીના નામપર મરી પડતો'તો! એ બધું શું મેં સ્વપ્ન જોયું હતું—મારોજ ભ્રમ હતો! આવો તો મને કદિ વિચાર પણ આવ્યો ન્હોતો!

દીના—પૃથ્વીપર એવી અનેક ઘટનાઓ બને છે કે જેનો પહેલાં કોઇ વિચાર કરતું નથી.

ભોલા—( ચિન્તાગ્રસ્ત ) એ એને બહુ ચાહતો'તો! મને બરાબર યાદ છે. એક દિન–મને યાદ આવે છે–એ દિવસે વિજયાદશમી હતી–એ દિને શરદઋતુની શાંત સન્ધ્યામાં મારી પૌત્રી આમ્રકુંજમાં એક વૃક્ષની શાખા બન્ને હાથોએ પકડી ઉભી હતી; અસ્ત થતા સૂર્યનાં સોનેરી કિરણો તેના મુખપર પડતાં'તાં; દૂર શરણાઇ વાગતી'તી; સમીર વૃક્ષોનાં પત્રો હલાવતો'તો. ભગવાનદાસે એ સમયે એક ગુલાબનું ફૂલ તોડી હસતા હસતા સરસ્વતીના અંબોડામાં શોભાવી દીધું. એક ભમરો એક ફૂલપરથી ઉડી બીજા પર જઇ બેસતો'તો. અને હું

એક બાજુએ છૂપાઇ એ મધુર ચિત્રને મારા હૃદયપટલપર અંકિત કરતો હતો. તે દિવસે તો ભગવાનદાસનો સરસ્વતીપર પ્રેમ હતો !

દીના—તે સમયે પ્રેમ કોણ ન રાખે ? તે સમયે એક યુવકની સામે યુવતી હતી–ભૂખ્યાની સામે સ્વાદિષ્ટ ભોજન હતું–શા માટે પ્રેમ ન કરે !

ભોલા—ત્યારપછી સન્ધ્યા કાલ થઇ ગયો–દીવા સળગ્યા પછી સરસ્વતીએ આવીને મને પ્રણામ કર્યાં ત્યારે મેં કંપિત હાથોએ તેને હૃદય સરસી દાબી દઇ વારંવાર તેના મુખપર ચુમ્બન લીધું ! ત્યાર પછી હસીને મેં તેને પૂછ્યું: 'સરસ્વતી! બાગમાં શું થઇ રહ્યું'તું?' સરસ્વતી હસીને બોલી: 'તમે છૂપાઇને જોતા'તા કે ? તમે બહુ ખરાબ છો ! ' એ 'તમે બહુ ખરાબ છો' એણે એવી રીતે કહ્યું હતું–શું વાત કરૂં દીનાનાથ !--હજુ પણ એ શબ્દો મારા કાનમાં ગુંજી રહ્યા છે.

દીના—ચાલો, હવે પ્રેમનો ઇતિહાસ શરૂ થઇ ગયો !

ભોલા—એજ રાત્રે સરસ્વતી અને ભગવાનદાસે મારી વિદાય લીધી. વિદાય કરતી વખતે સરસ્વતીને જોરથી છાતીએ લગાવી હું જોસથી રોઇ પડયો. સરસ્વતી પણ રડી પડી.

દીના—એ વાતનો ખ્યાલ કરી હમણાં ખરેખર રોઇ ન પડશો.

ભોલા—(જરા સાવધ થઇને) ત્યાર પછી મેં કહ્યું: 'સરસ્વતી, મને યાદ કરશે ?' ત્યારે સરસ્વતીના મુખમાં હાસ્ય અને આંખમાં અશ્રુ હતાં. એ એક દશ્ય હતું, દીનાનાથ ! એ સમયે સરસ્વતીએ કહ્યું: 'દાદાજી જ્યારે આપને ભૂલી જઇશ ત્યારે કાગળ લખી જણાવી દઇશ.' પછી બન્ને ગાડીમાં બેસી ગયાં. સરસ્વતીએ ગાડીમાંથી મ્હોં કાઢી કહ્યું: 'કાગળ લખજો દાદાજી ! ' ગાડી ચાલી ગઇ ! પૃથ્વીએ બન્ને હાથોએ મ્હોં ઢાંકી લીધું. તે રાત્રીના આકાશમાં એક દીર્ઘ નિઃશ્વાસ નીકળીને લીન થઇ ગયો ! આ વાતને ત્રણ વર્ષ થઇ ગયા–હા–ત્રણ વર્ષ વહી ગયા.

દીના—તેની કોણ ના પાડે છે ?

ભોલા—ત્યાર પછી આજ સુધી તેનું હાસ્યથી પુલકિત વદન જાણે મારી આંખો સામે નાચી રહ્યું છે. તેનો સ્વર વાયુમંડલમાં ગુંજી રહ્યો છે. રાત્રે અનેકવાર મેં એ માનસી મૂર્તિને આંસુથી સ્નાન કરાવ્યું છે. એ માનવી નથી, દીનાનાથ !–દેવી છે, કવિની કલ્પના છે, ધ્યાનની ધારણા છે. એ માનસી પ્રતિમા છે. તેથી કદાચ ભગવાનદાસ તેને ઓળખી શક્યો ન હોય.

દીના—ઓળખી તો શક્યો'તો; પણ હવે એ વાતથી શું વળશે ? કંઇ ઉપાય કરો.

ભોલા—ઉપાય ! હા–ઉપાય તો જરૂર કરવો જોઇએ. છોકરો બગડી ગયો છે. દીનાનાથ ! તમે ભોજન કર્યું ?

દીના—હા.

ભોલો—ઉંહું: ! કોઇ ઠીક ઉપાય સૂઝતો નથી. ભવાનીપ્રસાદ !

દીના—આ વખતે આપ કોઇ ઉચિત ઉપાય કરો.

ભોલા—હા. કંઇક કરીશ. કરવો તો જોઇએજ. કંઇક કરીશ. અજી ભવાનીપ્રસાદ ! (ભવાનીપ્રસાદ આવે છે.)

ભોલા—અજી, એક ગાયન ગાઓને !

દીના—શું ગાયન ગાય ?

ભોલા—મારા માથામાં કોણ જાણે શું થઇ રહ્યું છે......ઠીક, ભલા ! એ વેશ્યાનો ચહેરો કેવો છે ?

દીના—ચાલો, આટલી વારે તમે પૂછો છો કે તેનો ચહેરો કેવો છે ?

ભોલા—તે દેખાવમાં મારી પૌત્રીથી સુન્દર છે ? મારી પૌત્રી કરતાં તેની ભમ્મર વધુ મોહક છે ? તેનાથી વધારે શ્યામ—કદિ ઉલ્લાસથી ચમકતાં–કદિ જલથી ભીનાં થતાં નયનો છે ? સરસ્વતીથી વધારે મીઠું હાસ્ય છે ? બન્ને લાલ લાલ ઓઠ જાણે દૂધ સમા દાંતો સાથે હરઘડી હસ્યા કરે છે ! મારી પૌત્રી કરતાં તેના હાથ વધુ સુડોલ અને ગોળ છે ? એના હાથોને જાણે સોનાના અલંકારોએ માનપૂર્વક ઘેરી લીધા છે ? શું એ વેશ્યાની હથેલી એના કરતાં

વધુ કોમલ છે ? તેનો રંગ મારી પૈત્રી કરતાં વધુ ગુલાબી છે ? કંઠ-સ્વરમાં ઝણુકાર છે ? ધીમી ચાલ છે ? લજ્જાથી નમ્ર મરોડ છે ? કાળા કેશ છે ? આહા ! એ ગર્દન હલાવતી'તી અને તેના કેશ ઉડીને વ્હાલથી તેના મુખને ચૂમી લેતા'તા—

દીના—ચાલો, હવે કવિતા શરૂ થઇ ગઈ-

ભોલા—સૌથી સારી છે એની બે આંખો ! એનું જોવું પણ કેટલા પ્રકારનું હતું ! ગાઓ ભવાનીપ્રસાદ ! કોઇ સુન્દર ગીત ગાઓ ! ભવાનીપ્રસાદ—

અબ ક્યોં મુઝે, મૈયા, પુકારો, મૈં તુમ્હારે પાસ હૂં;
બસ ગોદ લેકર પ્યાર કર લો, પુત્ર હૂં, મૈં દાસ હૂં.
ખેલ ચુકા સન્ધ્યા હુઇ દૌડ તુમ્હારે પાસ—
આયા હૂં, ખોઉં નહિ તુમકો, હૈ યહ ત્રાસ.
મુઝકો તુમ્હારા હી સહારા ઔરસે મં ક્યા કહૂં ?
બસ ગોદ લેકર પ્યાર કર લો, પુત્ર હૂં, મૈં દાસ હૂં.
ધીરે ધીરે છા રહા અન્ધકાર યહ માત,
અભય બાહુસે ઘેર લો, હોવે નહિ નિપાત.
બસ મૈં તુમ્હારે હૃદયસે લગ કર અભય હો સો રહૂં,
બસ ગોદ લેકર પ્યાર કર લો, પુત્ર હૂં, મૈં દાસ હૂં.
પાયા અબકી જો તુમ્હેં શ્યામા, તો મૈં આજ—
તુમ્હેં છોડનેકા નહિ છૂટે સભી સમાજ.
તેરી શરણુકો છોડકર કિસકે ચરણુ જાકર ગ્રહૂં,
બસ ગોદ લેકર પ્યાર કર લો, પુત્ર હૂં, મૈં દાસ હૂં.

( ગાતો ગાતો ભવાનીપ્રસાદ જાય છે )

દીના—આ શું ભોલાનાથજી ! તમે તો રડો છો !

ભોલા—નહિ, ચાલો દીનાનાથ ! જરા ફરી આવીએ.

દીના—ચાલો. ( બન્ને જાય છે )

## પ્રવેશ ૨ જો.

**સ્થાનઃ**—મુન્નીના ઘરનો અંદરનો ઓરડો.

**સમયઃ**—સન્ધ્યાકાલ.

**પાત્રોઃ**—મુન્ની, ઉસ્તાદ, વિગેરે.

( મુન્ની એકલી બેઠી છે. )

મુન્ની—આજ કંઇ પણ ગમતું નથી. આકાશ જેમ વાદળથી ઢંકાઇ ગયું છે તેમ મારૂં મન પણ ઘેરાઇ રહ્યું છે. મારા જીવનનું મુખ્ય કામ છે—સમય ગુમાવવાનું ! મારા જીવનનું પ્રધાનસુખ છે—મારી જાતને ભૂલી જવાનું ! તો પણ હું ખાઉં છું, પીઉં છું, સૂઉં છું, હસું છું, બોલું છું; આ નીચ રૂપને દર્પણમાં નીહાળું છું.—એને શણગારૂં છું. શા માટે ? બીજું કંઇ કામ નથી તે માટે ( નિઃશાસો નાખે છે. ) એક સૂકી નદી, એક વેરાન નિર્જીવ જંગલ, એક મુર્દા સમું મારૂં જીવન છે. ( બારી પાસે જઇ બહાર જુએ છે ) વર્ષાદ પડે છે, રિમ-ઝિમ રિમઝિમ પાણી પડી રહ્યું છે. પવન નથી, વીજળી નથી, મેઘ-ગર્જના નથી. એક મલિન, સ્થિર, શોકમય દિન છે. જાણે મારા જીવનનું ચિત્ર છે. કોણ, ઉસ્તાદજી ?

( ઉસ્તાદ આવે છે. )

ઉસ્તાદ—હા. બેટી !

મુન્ની—આદાબ ! બૈઠીએ, ઉસ્તાદજી !

ઉસ્તાદ—સલામ ! (બેસીને) મને બોલાવ્યો'તો બેટી ?

મુન્ની—જી હા.

ઉસ્તાદ—શા માટે ?

મુન્ની—ઉસ્તાદજી ! આપ મારાથી નારાજ છો ?

ઉસ્તાદ—નહિ.

મુન્ની—નહિ. નારાજ છો. આટલા દિવસથી મળ્યા પણ નહિ—ખબર પણ ન લીધી—એક પત્ર પણ ન લખ્યો ?

ઉસ્તાદ—તું હમારી કોણ—બીબી સાહબ !

મુન્ની—નારાજ ન થાઓ.

ઉસ્તાદ—અમારા ગુસ્સાની તને શી પરવા છે ?—એવોજ દસ્તુર છે. તમે લોકો જવાન મર્દને મળતાંજ તેના પર આશક થઇ જાઓ છો—તેની પાછળ દિવાની બની જાઓ છો. એવોજ દસ્તુર છે—એવોજ દસ્તુર છે ( આંખ લૂછે છે ) પણ—મીજાજ શરીફ ?

મુન્ની—આપની દુઆ છે.

ઉસ્તાદ—તે તારાપર આશક છે !

મુન્ની—કોણ ?

ઉસ્તાદ—તે મર્દ.

( મુન્ની માથું નમાવી જુએ છે )

ઉસ્તાદ—એવોજ દસ્તુર છે. મર્દ જવાન છે. તું પણ પ્યાર કરે છે ?

મુન્ની—અલબત્ત ! આપ શું એમ માનો છો કે હું રૂપિયાને માટે—

ઉસ્તાદ—નહિ. કદિ નહિ. પણ એને બીબી છે ?

મુન્ની—કોને !

ઉસ્તાદ—તારા ખાવિંદને, તારા પ્યારાને, તારા જાનીને—તેને બીબી છે ?

મુન્ની—( માથું નમાવી ધીમે સ્વરે ) હા. છે.

ઉસ્તાદ—( ઉભો થઇ ) જહન્નમમાં જાઓ.

( ક્રોધપૂર્વક ઉસ્તાદ ચાલી જાય છે )

મુન્ની—( કેટલીક વાર ચુપ રહીને ) સમજી ગઇ ઉસ્તાદજી ! સાચી વાત છે. આ વાતનો મને પહેલાથી ખ્યાલ નહોતો આવ્યો એમ નથી. પણ મેં ધાર્યું કે પ્યારથી, પ્રેમથી સર્વ પવિત્ર થઇ જાય છે, મીટ્ટી પણ સોનું થઇ જાય છે. પણ નહિ—આ વાત કોને કહું ? કેમ કહું ? હાય !

( ભગવાનદાસનો પ્રવેશ. )

મુન્ની—કોણ ? બાબુજી ?

ભગ—હા. હું છું.

મુન્ની—આવો પ્યારા ! ( આગળ વધી ગળે વળગવા હાથ લં-બાવે છે ) આવો પ્રાણ પ્યારા !

ભગ—( પાછળ હઠીને ) આજે મીજાજ કેમ આવો છે !

મુન્ની—હું આપને પ્યાર કરૂં છું એજ મારો અપરાધ છે ! હું આપને—નહિ—હવે હું 'આપ' નહિ કહું—તમે—તમે—તમે ! તમે મારા પ્રિયતમ છો. તમે મારા હૃદયના સર્વસ્વ, તમે મારા પ્રાણના પ્રાણ છો. તમે મારા—( ભગવાનદાસને બન્ને હાથોની વચ્ચે રાખીને ) તમે મારા છો—બીજા કોઇના નહિ.

ભગ—આ શું મામલો છે ?

મુન્ની—લગ્ન ? લગ્ન ન થાય તો પ્રેમ નિષિદ્ધ છે ?—કોણ કહે છે ?—લગ્ન ? એ તો રજીસ્ટ્રી લેખ છે—એક જાતની મર્યાદા છે; એટલુંજ નહિ—જમીનદારની રૈયત પણ જમીનને છોડી શકે છે—વેચી શકે છે. પણ સ્ત્રી—છેલ્લા શ્વાસ સુધી ખરીદેલી ગુલામ છે. ભલે તેનો અનાદર થાય, તેને લાતો મારવામાં આવે, ત્યાગ કરી દેવાય—તોપણ તેને તેના પતિના ચરણ કમલોનું ધ્યાન ધરતાંજ મરવું પડે છે ! એવોજ સ્ત્રીનો ધર્મ બતાવવામાંજ આવ્યો છે ને ?

ભગ—આજે આ બધી વાત કેમ કરી રહી છે મુન્ની ?

મુન્ની—જો લગ્ન વિના પ્રેમ કરવામાં આવે તો વેશ્યાસક્તિ છે. કોણ કહે છે ? એજ પ્રેમ છે. દાસભાવ નથી, વિપત્તિ નથી, જ-વાબદારી નથી, ભવિષ્યનો અંદેશો નથી. એક બાધાહીન, અગાધ, અસ્થિર, અસીમ ઉચ્છવાસ છે ! આકાશ સમો વિશાલ, તીર સમો તેજી, આંધી સમો પ્રબલ, વીજળી સમો જવાલામય, તરંગો સમો ઉછાળા મારતો—એજ પ્રેમ છે ! ( મસ્ત હાથી પેઠે ડોલે છે ) પ્રાણ-

ધન ! હૃદય, મન, જીવન, આલોક, પરલોક—એક ચુમ્બનમાં છે. એજ પ્રેમ છે ! નહિ તો—

ભગ—મુન્ની ! મુન્ની ! ( પાસે જઇને મુન્નીના ખભાં પર હાથ મૂકે છે. )

મુન્ની—નહિ તો રસ્સીથી બાંધો, લોહની જંજીરથી જકડો, કાયદા કાનુનથી બાંધો, યા વેદ મંત્રોથી બાંધી લો—પ્રેમ વિનાના સર્વ બંધન અપવિત્ર છે—બાહ્ય આલિંગનજ વેશ્યાસક્તિ છે ! નહિ નહિ. શું બકી રહી છું ? હું વેશ્યા છું. વેશ્યાના ઘરમાં મારો જન્મ થયો છે. મેં તુચ્છ ધન માટે મારૂં શરીર વેચી નાખ્યું છે. હું શું લગ્નનો મર્મ સમજી શકું ? હું તો સમાજનું કલંક છું. રસ્તે રખડતી કુતરી છું. સર્વથા શોચનીય છું. લગ્નનો મર્મ હું શું સમજું ? ( પુનઃ બન્ને હાથોએ માથું દબાવી ઉંચા સ્વરે ) તે દેશ રસાતલમાં જાય, જ્યાં પ્રથમ વેશ્યાની સૃષ્ટિ થઇ હોય. એ વિધાનનું સત્યાનાશ જાય જે વેશ્યાને જીવનભર વેશ્યા ઠરાવે છે. તે પુરૂષ નરકમાં જાય જે આ વાસનાના અગ્નિ કુંડમાં ઘી હોમે છે—જે આ કલંકિનિઓના કુલને વધારે છે.

ભગ—સાવધ થા—સ્થિર થા—મુન્ની !

( મુન્ની ધીમે ધીમે એક ખુરશી પર જઈ બેસે છે અને બહાર જુએ છે )

ભગ—આશ્ચર્ય છે ! આવું તો કદિ જોયું ન્હોતું. આ શું ખરેખરી વેશ્યા છે ? ( મુન્ની પાસે જઈ તેની પીઠપર હાથ મૂકી ) મુન્ની !

મુન્ની—જાઓ—શું દિવસ પર પણ મારી માલીકી નથી ?

ભગ—એનો અર્થ ?

મુન્ની—એનો અર્થ એ કે હું આ વખતે કેટલીક વાર એકલી રહેવા માગું છું. આપની પાસે એટલી ભીક્ષા માગું છું.

ભગ—કેમ ? મારા ચાલી જવાથી તને સુખ મળશે ?

મુન્ની—નહિ. પણ આપે કદિ આ વાતનો ખ્યાલ કર્યો છે કે પક્ષી કોઇવાર સૂર્ય પ્રકાશમાં ઉજ્જવલ નીલા આકાશમાં પાંખ ફેલાવી

ઉડયા કરે છે. જાણે તેને આહારની પરવા નથી, ચિંતા નથી, વિશ્રા
દરકાર નથી, દુઃખની ખબર નથી. પણ એજ પક્ષી કોઇવાર
બંધ કરી, આંખો મીંચી માળામાં ચુપચાપ પડી રહે છે—જાણે
ઉડવાનું શીખ્યુંજ નહોતું ! જોયું છે ને એવું પક્ષી ?

ભગ—હા. જોયું છે.

મુન્ની—અમારી એ જાતિ છે. અમે જયારે પિંજરામાં પર
તાની યંત્રણાથી તરફડીએ છીએ ત્યારે તમે ઉભા ઉભા હસીને તમ
જુઓ છે. અમે જયારે મર્મવ્યથાથી મરીએ છીએ ત્યારે તમે
છો. અમને જોઇને તમને દુઃખ નથી થતું બાબુજી !

ભગ—નહિ, તમને જોઇને અમને પરમ સુખ થાય છે;
તો ઘર છોડી અહિં આવીએ શામાટે ?

મુન્ની—આજે જાઓ.

ભગ—કેમ ? હુ તારી આંખમાં ખટકું છું ?

મુન્ની—નહિ. તમે મારા સર્વસ્વ છો ! તમે મારા ( વળગ
ડે છે. પણ તરતજ જાણે સાપ જોયો હોય તેમ ખસી જાય
નહિ—નહિ—તમે મારા કોઇ નથી—કોઇ નથી.

ભગ—આ શું બોલે છે મુન્ની !

મુન્ની—હુ પણ તમારી કોઇ નથી. લતાની પેઠે આજે હુ
વળગી રહી છું. પણ જે દિવસે હુ તમને પસંદ નહિ પડું તેજ
આપ મારા હાથોના આ ક્ષીણ બંધનોને તોડી ચાલી જશો.

ભગ—કોણ કહે છે ?

મુન્ની—હુ જાણું છું. હું જાણું છું.

ભગ—કદિ નહિ જાઉં !

મુન્ની—નહિ જાઓ ! સાચું કહો—નહિ જાઓ ! સાચું કહે
છાતી પર હાથ રાખી કહો—તમે મને ચાહો છો ? સાચું કહે
સાચું કહો—

ભગ—હા. ચાહું છું.

મુન્ની—શીથી વધારે ? જાનથી વધારે ? આત્માથી વધારે ? જેમ હું ચાહું છું તેમ ?

ભગ—હા. મુન્ની !

( મુન્ની એક લાંબો નિઃશાસો નાખે છે. દાસી દીવો સળગાવી લાવે છે અને મૂકીને ચાલી જાય છે. )

ભગ—રાત પડી ગઇ. એક ગાયન ગા.

મુન્ની—આપની સ્ત્રી રૂપમાં કેવી છે ?

ભગ—બહુ સુન્દર છે.

મુન્ની—બહુ સુન્દર !

ભગ—જોઇએ તો એક દિવસ જઇને જોઇ આવ !

મુન્ની—તે તમને ચાહે છે ?

ભગ—હા.

મુન્ની—આવી રીતે ?

ભગ—કેવી રીતે ?

મુન્ની—મારી પેઠે ?—જાણે સમુદ્રના ઉછળતા તરંગ ! રાહુનો ગ્રાસ ! દાવાનલનું આલિંગન ! ભૂખ્યા વાઘનું ગર્જન ! હું જેમ ક્રોધથી છંછેડાયલી નાગણની પેઠે ફેણ ઉઠાવી—નહિ, નહિ, ભાગો, ભાગો. હું આપનો સર્વનાશ છું. આપને માટે અભિશાપ છું. આપને માટે નરક છું. ભાગો, ભાગો.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થાન:**—મુન્નીના ઘરની સામેનો રસ્તો.

**સમય:**—ચાંદની રાત.

**પાત્રો:**—ભોલાનાથ, ભવાની વિગેરે.

[ ભોલાનાથ. ભવાની પ્રસાદ અને દીનાનાથ આવે છે ]

ભોલા—આજ ઘર જણાય છે. કેમ દીનાનાથ ?

દીના—પણ તમને એનું શું ? તમે બુઢ્ઢા માણસ છો—આ સમયે—

ભોલા—નહિ. હું એકવાર એને જોઇશ.

દીના—જોઇને શું કરશો ?

ભોલા—જોઉં તો ખરો કે એ કેટલી ખુબસુરત છે ? નહિ તો મારી પૌત્રીને છોડીને—નહિ, હું એને એકવાર જોઇશ. કેમ ભવાની પ્રસાદ ! આટલા કરૂણુ માત્રથી માથું કેમ હલાવો છો ?

દીના—પણ—

ભોલા—નહિ, નહિ. મારી પૌત્રીનો આ સમયનો ચહેરો તમે નથી જોયો દીનાનાથ ! તેથી એમ કહો છો. એના ગુલાબી રંગના ગાલ રાખ જેવા સફેદ થઇ ગયા છે. એની મનોહર કાળી આંખો ઉંડી ઉંડી ઉતરી ગઇ છે. એના વિશાળ લલાટમાં ચિંતાની કરચલી વળી છે. એનું કોમળ શરીર રક્ત વિના સૂકાઇને હાડપિંજર બની ગયું છે. તેના મુખપર અવ્યક્ત વેદના છે–તેની આંખોમાં દુઃસ્વપ્ન છે.

દીના—તે તો સમજ્યો ! પણ આ વેશ્યાને જોવાથી શું વળશે !

ભોલા—તે—તે—મને જોઇને હસી પડી—એ હાસ્ય કોઇ હાડપિંજરનું હાસ્ય હતું. તેણે મને દાદાજી કહી બોલાવ્યો પણ તે સ્વરમાં પ્રથમનો રણકાર ન્હોતોઃ તેણે મને પ્રણામ કર્યા—તે સાથેજ તેની બન્ને આંખો આંસુની ધારા રેડી રહી. તેણે વસ્ત્રના પાલવથી મ્હોં ઢાંકી દીધું. મેં તેને કહ્યું—મારી સાથે ચાલ. તેનો તેણે શો જવાબ આપ્યો તે જાણો છો ?

દીના—શું ?

ભોલા—તેણે કહ્યુંઃ ' નહિ દાદાજી ! તમે તો મને જન્મ સુધી આપના ઘરમાંથી વિદાય કરી છે—હવે આ મારૂં ઘરજ મારે માટે મસાણ છે. ' તે વખતે હું એને છાતીએ લગાડી—બુઢ્ઢો માણસ—જોસથી રોઇ પડયો.

દીના—બસ ! બસ ! હવે અહિં જોસથી રડી ન પડતા.

ભોલા—નહિ ! રોવાથી શું થશે ?—પણ એકવાર એ સુન્દરીને જોઇશ તો જરૂર.

દીના—જોઇને શું કરશો ?

ભોલા—અગર જો એ મારી પૌત્રીથી પણ વધુ સુન્દર હશે તો એને ખરીદી લઇશ ને પૂજામંદિરમાં એની સ્થાપના કરીશ.

દીના—તમે કાંઇ ગાંડા થઇ ગયા છો ?

ભોલા—લગભગ એવુંજ છે.

( ભવાનીપ્રસાદ દીવાલપર હાથ ટેકવી ઉપર જોઇ દીર્ઘ નિઃશ્વાસ નાખે છે. )

ભોલા—હું પાગલ થઇ ગયો છું, દીનાનાથ ! ખરેખર પાગલ થઇ ગયો છું. હું એકવાર—( ઉપરથી મુન્ની બારી ખોલી જુએ છે ) આજને ?

દીના—ક્યાં ?

ભોલા—પેલી—જુઓ !

દીના—હા. એજ.

ભોલા—જોઉં તો ! ( ચશમા લગાવી એકી ટશે જુએ છે ) સુન્દરી છે—હા—ખુબસુરત છે. બન્ને હોઠ એવા પાતળા નથી પણ લાલસા ભર્યાં છે. મ્હો ગોળ અને આકૃતિ સુન્દર છે. સુન્દરી છે. બન્ને નયનો વિશાળ નથી, પણ તેમાં મસ્તી છે—જાદુ છે—ભાવ છે. લાંબા વાળ છે. ખુબસુરત છે પણ મારી સરસ્વતી જેવી નહિ. આ જુઓ ! હસી રહી છે. બહુ મઝાનો સ્વર છે. ખરાબ નથી. પણ એ હાસ્યમાં પ્રાણ નથી ! સ્વર સારો છે—

દીના—બુઢ્ઢાજી ડુબી ગયા !

ભોલા—ભવાની પ્રસાદ! આ મોટા રસ્તાપર ગાડી રહેવા દો. મહિને પાંચશો રૂપિયા ! લઇને એકદમ ટ્રેનપર ! કાશી ! સમજ્યા ? એક વાર કેફ ઉતરી ગયા પછી બધુ ઠીક થઇ જશે. ચાલો દીનાનાથ ! સમજ્યા કે ભવાનીપ્રસાદ ! પાંચસો રૂપિયા !

( ભોલાનાથ અને દીનાનાથ જાય છે ).

ભવાની—રંગ ખૂબ જામતો જાય છે ! કળી નથી શકાતું કે હવે હવે પછી શું થશે ! સાંભળ્યું છે કે સ્ત્રીને લીધે સુન્દ ઉપસુન્દને ઘોર યુદ્ધ થયું હતું. પણ જમાઇ અને મોટા સસરાનું યુદ્ધ તો પુરાણમાં પણ નથી લખ્યું ! ગમે તેમ હો—પણ એ સર્વ કંઇ ને કંઇ કરે છે. પણ હું ? અચેત મુર્દા સમો પડી રહ્યો છું મે ગાયન ગાયા કરૂં છું. જગતને કંઇ કામનો નથી....એજ જણાય છે ! હા—સાથે કોણ છે ? આ શું ? સ્વપ્ન જોઈ રહ્યો છું કે શું ?

( બાજુમાં છૂપાઇ જાય છે ).

( વાત કરતી કરતી હીરા અને મુન્ની ઘરની બહાર નીકળે છે ).

હીરા—ત્યારે હું જાઉં છું.

મુન્ની—ક્યાં ?

હીરા—કોઇ ખાસ દિશા નથી, કોઇ નિર્દિષ્ટ માર્ગ નથી. ગમે ત્યાં જઇશ. ત્યાં તારી વીંટી મારી પાસે રાખીશ. સાથે લઇ જાઉં છું. બનશે તો ફરી એક વાર ઘૂમતી ઘૂમતી અહિં આવીશ. આત્મહત્યાનો વિચાર કર્યો હતો પણ નહિ. હવે નહિ કરૂં.—ઘરમાં પ્રવેશ પણ નહિ કરૂં.

મુન્ની—કેમ ?

હીરા—નહિ. જે ઘરને છોડીને ચાલી ગઇ તે ઘરમાં ફરી પગ મૂકીશ નહિ. એમના પવિત્ર દેવ મન્દિરમાં પ્રવેશ કરવાનો મને અધિકાર નથી. હું તારા ઘરની અંદર પણ નહિ ગઇ તે જોયું કે નહિ ? એનું કારણ જાણે છે ?

મુન્ની—શું ?

હીરા—ઘરની અંદર જતાંજ મને લાગે છે કે ખૂણા ખુણામાંથી હજારો નાગ ફેણ ફુંફારતા મારા તરફ ધસી આવે છે; ઘરની છત નીચે પડી મારૂં ગળું દબાવી દે છે. શ્વાસ પણ લેવાતો તથી.

ભવાની—અભાગી સ્ત્રી !

હીરા ( ચોંકીને )—આ કોનો અવાજ છે? એ કોણ છે ? અહિં ભૂત રહે છે કે! નાસું—નાસું.

( નાસી જાય છે ).

ભવાની—પાગલ છે.

મુન્ની—સ્વતંત્રતા ને પરતંત્રતા, આશા અને નિરાશા, લાભ અને સર્વનાશ, સ્વર્ગ અને નરક—એ સર્વ મારા બળતા મસ્તકમાં આગ સળગાવી એકમેકનો હાથ પકડી નૃત્ય કરી રહ્યા છે. (ઘુંટણીએ પડી હાથ જોડી ઉપર જોઇને) ક્ષમા કરો ! હુ જાણતી ન્હોતી—હું જાણતી ન્હોતી.

ભવાની—( આગળ વધી ) બેટી !

મુન્ની—કોણ છો આપ ?

ભવાની—બ્રાહ્મણ !

મુન્ની—ભીક્ષા જોઇએ છે ?

ભવાની—નહિ.

મુન્ની—ત્યારે ?

ભવાની—કંઇ કહેવું છે.

મુન્ની—શું ? કહો.

ભવાની—તું કોણ છે બેટી ?

મુન્ની—મારૂં નામ મુન્ની છે. હુ વેશ્યા છું.

ભવાની—જૂઠું બોલે છે !

મુન્ની—નહિ બ્રાહ્મણ !

ભવાની—તો પછી રોતી કેમ હતી ?

મુન્ની—એ પૂછીને તમે શું કરશો ?

ભવાની—તને શું દુઃખ છે ?—મને કહે.

મુન્ની—વેશ્યાને શું દુઃખ હોય ? એવું તમે શું પૂછો છો ?

ભવાની—સમજી ગયો ! તો આ દુષિત વાયુને છોડીને મારી સાથે ચાલ બેટી ! માતાના ચન્દનપુષ્પસુગન્ધિત મન્દિરમાં તને શાંતિ મળશે.

મુન્ની—શાન્તિ મળશે ? મને ? બ્રાહ્મણ ! તમે દિવાના થયા છો ?

ભવાની—સંભવિત છે.

મુન્ની—અથવા મારી સમજમાં કંઇ ઉતરતું નથી—મારૂં મગજ જ ઠેકાણે નથી ! શાન્તિ પામીશ ? હું ? મને શાન્તિ ? (પિસ્તોલ બતાવે છે)

ભવાની—(ડરીને) આ શું ?

મુન્ની—હવે મને ફુરશદ નથી. (જાય છે)

ભવાની—કોણ છે આ સ્ત્રી ! આશ્ચર્ય ! (જવા ચાહે છે)

(ભગવાનદાસ આવે છે.)

ભવાની—પેલો લંપટ આવ્યો છે. જોઉં તો ખરો શું કરે છે!

ભગ—સુખિયા ! સુખિયા ! (બારણાને ધક્કો મારે છે)

(દ્વાર ખોલી દાસી આવે છે.)

સુખિયા—બાઇ ઘરમાં નથી જી !

ભગ—ક્યાં ગઇ ?

સુખિયા—ખબર નથી. (જાય છે)

ભગ—'ખબર નથી' નો અર્થ શું ? રાતના મારા શિવાય—

ભવાની—(આગળ આવી)—તમે કેટલા આપો છો ?

ભગ—તમે કોણ છો ?

ભવાની—બ્રાહ્મણ ! તમે કેટલા આપો છો ?

ભગ—મહિનાના ચારસો.

ભવાની—એણે પાંચસો કર્યા.

ભગ—કોણે ?

ભવાની—એક ધોળા બાલના-કરચલીવાળા ગાલવાળા જરીપુરાણા બુઢ્ઢાએ ! એનો એક પગ ઘોરમાં ગયો છે-બીજો છે તે પણ નહિ જેવો ! પણ એની પાસે પૈસા છે.

ભગ—તેની સાથે ભાગી ગઇ ?

ભવાની—તે એ કંઇ તમારી પરણેલી સ્ત્રી હતી કે લાત-મુક્કી ખાઇને પણ ચરણોપર પડી રહે ! તમે ચારસો આપો છો–એણે પાંચસો કર્યા.

ભગ—ઠીક. હું છસો આપીશ.

ભવાની—હા–લીલાઉં કરો–પ્રેમનું લીલાઉં કરો. પછી એ સાતશો કરશે–તમે આઠશો કરજો.

ભગ—તમે કોણ છો ?

ભવાની—હું કોણ છું તે તમારે જાણવું જોઇતું હતું. પણ વાત એ છે કે પ્રથમ પ્રેમમાં આસપાસ જોવાની કોઇને ફૂરશદજ મળતી નથી–નહિ તો–

ભગ—ચાલી જાઓ.

ભવાની—જાઉં છું ભાઇ! મારશો નહિ.

ભગ—ઠીક. હું જોઇ લઉં છું. જોઉં છું કે એ કેવો છે ને હું કેવો છું ! હું છોડી દેવાનો નથી. જોઇ લઇશ.

(જાય છે.)

ભવાની—જાઓ ! જાઓ ! નીચેજ પડવું છે તો જાઓ ! ખૂદ ઇશ્વર પણ તમારી રક્ષા ન કરી શકે તો દાદાજી કોણ માત્ર ? જે નષ્ટ થવા ચાહે છે તે અવશ્ય નષ્ટ થાય છે. તેને કોઇ રોકતું નથી. પણ આ સ્ત્રી બહુ વિચિત્ર છે.

(જાય છે.)

(હીરાનો હાથ પકડી ગૌરીનાથ આવે છે.)

ગૌરી—ચાલ કહું છું.

હીરા—છોડી દો.

ગૌરી—ઘેર ચાલ–સુખેથી રાખીશ.

હીરા—ઘર ! નહિ ઘરમાં નહિ આવું ! પ્રતિજ્ઞા લઇ ચૂકી છું.

ગૌરી—ટાઢ, તડકો ને વર્ષાદમાં ભીખારી હાલતમાં—

હીરા—ટાઢ, તડકો ને વર્ષાદ દુષ્ટોની સંગતથી બહુ સારા છે! તાપ જ્યારે બાળે છે ત્યારે બાળે છે. તે એમ નથી કહેતો કે હું ગુલાબજળથી ન્હવડાવવા આવ્યો છું. શિયાળામાં દાંત કડકડી જાય છે-ગાત્ર જકડી જાય છે-પણ તેમાં કાંઇ દગાબાજી નથી! વર્ષા જ્યારે વરસે છે ત્યારે પ્રેમાલિંગન નથી કરતી-સીધી સીધી શત્રુભાવથી મ્હો પર ટપટપ પડવા માંડે છે! છોડી દો.

ગૌરી—મારી સાથે ચાલ.

હીરા—હું નહિ આવીશ. તમે દગાબાજ નરાધમ છો. કહું છું કે છોડી દો-નહિ તો ચીસ પાડી આખા શહેરના લોકોને અહિં જમા કરીશ. છોડી દો—

ગૌરી—મારે કંઇ કહેવું છે.

હીરા—અહિં કહો.

ગૌરી—ઠીક તો આ ઝાડની નીચે ચાલ.

હીરા—ચાલો. (બન્ને જાય છે.)

(શિવદયાલ અને કામતાપ્રસાદનો પ્રવેશ.)

શિવ—કેમ સાહેબ! ગૌરીનાથ એક સ્ત્રીની પાછળ પાછળ ગયો છેને?

કામતા—હા. ગયો છે. પેલીજ સ્ત્રી લાગે છે.

શિવ—કઇ?

કામતા—તે દિવસે અચાનક બાગમાં આવી હતી તે.

શિવ—એમ! તો એમાં અવશ્ય કંઇ ગૂઢ રહસ્ય હોવું જોઇએ. ચાલો. ચાલો, શું કરે છે તે જોઇએ. (બન્ને જાય છે.)

(દીનાનાથ અને ભવાનીપ્રસાદ આવે છે.)

દીના—કેમ! રાજી નહિ થઇ?

ભવાની—નહિ.

દીના—તમે સમજાવીને બરાબર કરી ન શક્યા.

ભવાની—હા-કહી તો ન શક્યો.

દીના—કેમ ?

ભવાની—ગભરાઇ ગયો.

દીના—કેમ ?

ભવાની—ચંદનીના પ્રકાશમાં મેં તેનું મલિન મુખ જોયું! તે ઘુંટણીએ પડી, હાથ જોડી, ઉંચું જોઇ, આંખોમાં આંસુ સહિત પ્રાર્થના કરવા લાગી: 'મને ક્ષમા કરો.' કોને કહ્યું તે કોણ જાણે! કેમ કહ્યું તે પણ નથી જાણતો! પણ મારી આંખોમાં એ સાંભળી આંસુ આવી ગયાં. મને લાગ્યું કે મેં એનો સ્વર પૂર્વે ક્યાંક સાંભળ્યો છે! તેથી હું મારી વાત તેને સીલસીલાબંધ સમજાવીને કહી ન શક્યો.

દીના—તમે નકામા છો-અપદાર્થ છો.

ભવાની—તદન નકામો! પછી ભોલાનાથજીના જમાઇ સાથે મેળાપ થયો.

દીના—ભગવાનદાસ સાથે ?

ભવાની—હા.

દીના—તેણે શું કહ્યું ?

ભવાની—કહ્યું કે જોઇ લઇશ.

દીના—હાય અભાગી! તને તારૂં રત્ન ગમતું નથી! લાલ સાડી ને ક્લીયોપેટ્રા ફૅશનના બાલ પર મોહી પડ્યો છે! ખિલ ખિલ હાસ્ય ને તિરછાં નયનથી મગન થઇ જાય છે! ઘરની લક્ષ્મી તજી ડાકણનો આશ્રય લે છે! મંગલદીપક તજી આગીયાને પકડવા દોડે છે!

ભવાની—મને લાગે છે કે આવી ઉપમા આપવાથી તે સમજી જાત! તમે સમજાવવા કેમ ન ગયા ?

દીના—હું જઇને શું કરૂં?

ભવાની—ઉપમા આપો.

દીના—અરે! ઉપમા આપવાથી શું વળે?

ભવાની—એ પણ સાચી વાત છે.

દીના—અરે! મૂર્ખ! વાસનામાં તારૂં સત્યાનાશ જશે ને તારી સાથે તારા આપ્તજનો પણ મરી જશે! કેફી ચીજોની કુટેવ માટે તો કંઇ કંઇ સમજી શકું છું; પણ ખરીદેલા ચુમ્બનમાં અને હૃદયહીન આલિંગનમાં તને શું સુખ મળે છે તે સમજમાં નથી આવતું. બલિહારી પ્રભુ!

ભવાની—બલિહારી.

દીના—ચાલો.

ભવાની—ચાલો, ભાઇ.

(બન્ને જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થાનઃ**—ગૌરીનાથના ઘરની બેઠક.

**સમયઃ**—રાત્રિ.

**પાત્રોઃ**—ગૌરીનાથ અને મિત્રો.

(ગૌરીનાથ એકલો બેઠો છે.)

ગૌરી—ખલાસ! ખતમ કરી નાખ્યું—એ કામ પણ ખતમ કરી નાખ્યું. કેવું ભયંકર હતું—છતાં કેટલું સહજ અને સરલ પણ હતું! પાપ અને મહાપાપ વચ્ચે એક ડગલાનું અંતર છે. પાપના રાજ્યમાં પણ નિયમ હોય છે, કાનૂન હોય છે, વ્યવસ્થા હોય છે—નહિ તો એ રાજ્ય ન ચાલે! પાપના રાજ્યમાં રહેવું હોય તો એના નિયમોને માન આપી ચાલવું જોઇએ. એક જગ્યાએ સ્થિર ન રહી શકો. કાંતો ઉપર જશો યા નીચે ગબડી પડશો! એમાંથી એક તો જરૂર થશે! ઉડવા ચાહશો તો શક્તિના બળથી—કરેલા પાપનો બોજો ફેંકી દઇને ઉડવું પડશે—પણ તે બહુ મુશ્કેલ છે! નીચે ગબડવું હશે તો પોતાના

ભારથી જ નીચે ગબડી જશો. એ તદ્દન સહેલ છે !...આ શું છે ? નહિ ભ્રમ છે–ઉલ્લુનો શબ્દ છે ! જવા દો. મુર્દાની જીભ બોલતી નથી. બસ ! આ કોનો અવાજ છે ? કોણ ? કોણ છે ?

( શિવદયાલ, બુધ્ધુ અને કાલીચરણનો પ્રવેશ. )

ગૌરી—આ–આ શું ? તમે લોકો આટલી રાત્રે ?

શિવ—કેમ નવથી વધુ વાગ્યા નથી.

ગૌરી—નહિ...ત્યારે–ત્યારે–કંઇ બહુ રાત ગઇ નથી.

બુધ્ધુ—ફરતા ફરતા અહિં ચાલી આવ્યા.

ગૌરી—સા–સા–સારૂં કર્યું.

શિવ—તમે અત્યાર સુધી ક્યાં હતા ?

ગૌરી—ક્યાં ?

શિવ—તેજ પૂછું છું. ક્યાં હતા ?

ગૌરી—ક્યાં હતો !—

બુધ્ધુ—ત્યાં જંગલમાં ઝાડીની અંદર શું કરી રહ્યા હતા ?

ગૌરી—ક્યાં ? નહિ–હું તો—

શિવ—ગભરાઓ છો કેમ ?

બુધ્ધુ—કંપો છો શા માટે ?

ગૌરી—નહિ–મેં–મેં તો નથી કર્યું—

શિવ—શું નથી કર્યું ? તે જાણો છો ને કાલીચરણ ?

કાલી—Where ignorance is bliss it is folly to be wise.

બુધ્ધુ—અમે જોયું છે.

ગૌરી—શું જોયું છે ?–નહિ–નહિ–મેં નથી કર્યું–આ જુઓ–આ શું ! હાથોમાં ખૂનનો ડાઘ !–નહિ, મેં ખૂન નથી કર્યું ! તે પોતેજ પાણીમાં કૂદી પડી'તી.

( શિવદયાલ અને બુધ્ધુ હસે છે. )

ગૌરી—આમ મોટેથી હસો છો કેમ ? જાઓ અહિંથી નીકળો–

શિવ—ચાલો બુધ્ધુ !

( બન્ને હસતા હસતા જાય છે. )

કાલી—When ill indeed, dismissing doctor don't always succeed.

ગૌરી—તમે પણ જોયું છે ?

કાલી—સમજી ગયો ગૌરીનાથ !–You have sown the wind and shall reap the whirlwind.

ગૌરી—નહિ–નહિ–મેં ખૂન નથી કર્યું.

કાલી—For the wages of sin is death.( જાય છે )

( ગૌરીનાથ ઉભો થાય છે. પછી તરત દોડીને બહાર જઈ ઘોઘરા સ્વરે પોકારે છે. )

ગૌરી—કાલી–શિવદયાલ–બુધ્ધુ ! સાંભળો–સાંભળી જાઓ.

---

## પ્રવેશ ૫ મો.

સ્થાનઃ—સરસ્વતીના ઘરનું આંગણું.

સમયઃ—રાત્રી.

પાત્રોઃ—સરસ્વતી, મુન્ની વિ.

( સરસ્વતી જમીનપર પડી ઉપર જોઈ રહી છે. )

સર—અમાસની રાત છે ! આકાશ નિર્મલ છે !–ઓહ ! કેવા ઉજ્વલ નક્ષત્રો છે આ !–એ કેટલા દૂર હશે ! દાદાજી કહેતા'તા કે એ દરેક સૂર્ય છે !–એ વખતે તે અગાશીમાં મારી ગોદમાં માથું રાખી પડી રહેતા હતા; હું એમના માથાપર હાથ ફેરવતી હતી; ત્યારે દાદાજી મને કેટલાય દેશોની–યુગયુગાંતરોની–ઇતિહાસ, પૃથ્વીના જન્મની કથાની, મહાત્માઓના જીવન ચરિત્રોની અને જ્યોતિર્મંડલની વાત સંભળાવતા'તા. હું તે સમયે એ માયામય ઉપન્યાસ મંત્રમુગ્ધ બની ચુપચુપ સાંભળતી'તી !......એ આવ્યા લાગે છે–નહિ–આ કોણ છે ? ( મુન્નીનો પ્રવેશ )

સર—કોણ ?

મુન્ની—આ શું? જમીનપર, ફાટયા કપડે, વિખરેલા બાલ સહિત !—

સર—તમે કોણ છો ?

મુન્ની—આજ સ્ત્રી છે–આજ સતી છે! મુખમંડલમાં કેવી દિવ્ય જ્યોતિ છે! લલાટપર કેવી તેજસ્વિતા ઝળકી રહી છે! અંગમાં કેવું લાવણ્ય છે! પહાડની નીચે ભરાયલા પ્રભાત–શોભિત સરોવર સમી શાન્ત, સ્વચ્છ અને સુન્દર છે. આજ સતી છે. આ ભૂમિશય્યા સુવર્ણના સિંહાસન સમી લાગે છે–એના માથાપરનો છેડો હીરાજડિત મુકૂટ જેવો શોભે છે–એજ સતી છે–એજ સતી છે—

સર—તમે કોણ છો ?

મુન્ની—શયતાનની બચ્ચી! આ દેવીની સામે ઘુંટણીએ પડી હાથ જોડી ઉભી છે. દેવી! ( ઘુંટણીએ પડે છે ) દેવી!

સર—કંઇ સમજાતું નથી. કોણ છે તું બહેન ?

મુન્ની—હા–બહેન કહી બોલાવો–મને ધન્ય કરો; ગંદા કીચ્ચડમાંથી મારો ઉદ્ધાર કરો–મારા—

સર—કોણ છે તું ?

મુન્ની—આ કંગાળ ઘરમાં તમે રહો છો?

સર—હા.

મુન્ની—મેં સાંભળ્યું છે કે તમારા દાદા મોટા શ્રીમાન છે.

સર—હા છે. તેથી ?

મુન્ની—તે તમને ખર્ચ માટે પૈસા નથી મોકલતા ?

સર—મોકલે છે.

મુન્ની—કેટલા ?

સર—મહિને પાંચશો.

મુન્ની—પછી! ઓ–સમજી ગઇ! ત્યારે એ રૂપિયાથી તમારા સ્વામી વેશ્યાનું ગુજરાન કરે છે!

સર—( ચોંકીને ) કોનું ?

મુન્ની—એણે એક વેશ્યા રાખી છે. તમે તે જાણો છો ?

સર—કોણ છે તું ? કઈ હિમ્મતથી મારી પાસે આવી તું મારા પતિની નિંદા કરે છે ! ખોટી વાત છે. જા.

મુન્ની—મારાથી છૂપાવવામાં સાર નથી બહેન ! હું બધું જાણું છું.

સર—જાણે છે–જાણે છે–હશે–મારી પાસે એ કહેવાનું કંઇ પ્રયોજન નથી.

મુન્ની—છે–પ્રયોજન નથી નહિ–છે. એ તમારોજ દોષ છે—

સર—શું મારો જ દોષ છે !

મુન્ની—તમારા સ્વામીની વાસનાની આગ સળગાવવાના કાષ્ટ તમે પૂરા પાડો છો બહેન ! ભ્રષ્ટ બુધ્ધિ સ્વામીને પૈસા આપી તેના નાશનો રસ્તો તમેજ સાફ કરી રહ્યા છો ! હવે એક કોડી પણ ન આપશો. સ્વામીને પતીત થવા દેવા એ શું સતીનો ધર્મ છે ? આ ધર્મની સાથી છે–અધર્મની નાહ—

સર—હું એ સાંભળવા માગતી નથી. પતિની નિંદા સાંભળવી તે પાપ છે. જા—

મુન્ની—તમને જો દુઃખ થતું હોય તો હું કંઇ નહિ બોલું બહેન ! મને બહેન કહી તમે મારૂં સાહસ વધારી દીધું છે. હવે કંઇ નહિ કહું. ઠીક, જાઉં છું બહેન ! ( જવા ચાહે છે )

સર—ક્યાં જાય છે બહેન ? ન જા–હું બહુ ગરીબ અને તદ્દન એકલી અટૂલી છું. મારૂં કોઇ નથી. તું ન જા.

મુન્ની—આ શું બોલે છે બહેન ? તારા સ્વામી તારા પર પ્રેમ રાખતા નથી ?

સર—એક સમય હતો જ્યારે એ પ્રેમ રાખતા'તા.

મુન્ની—અને તું ?

સર—હું પણ એમને ચાહતી હતી. પુરૂષ યુવાનીના પહેલા ઉમંગમાં એક મુગ્ધા–સરલા–વિહ્‌વલા બાલાના ચરણો પર આત્મ સમર્પણ કરી દે તો જગતમાં એવી કેટલી બાલિકા છે કે જે પ્રેમ કર્યા વિના રહી શકે? અને વળી અમારા તો લગ્ન થયા હતા; અમારા પ્રેમમાં કંઇ બાધા પણ ન્હોતી–એમના પર પ્યાર કર્યા શિવાય બીજો કોઇ આરોજ ન્હોતો.

મુન્ની—પછી?

સર—પછી—

મુન્ની—કહો, બહેન! પછી?

સર—પછી જે દિવસે મેં જોયું કે એ પોતાની વૃદ્ધ માતાને તજી મારા પર દિવાના થઇ રહ્યા છે તે દિવસે મારા દીલમાં પહેલ વહેલો ડર ઉત્પન્ન થયો! ત્યારે મને ખબર પડી કે આ કંઇ પ્રેમ નથી; પ્રેમ કર્ત્તવ્યને ભૂલાવતો નથી પણ કર્ત્તવ્યપાલન શીખવે છે. આ તો એક જાતની વાસના છે, આસક્તિ છે. એનો અંત સારો નહિજ આવે.

મુન્ની—તમે સત્ય કહો છો, બહેન!

સર—મને ડર ઉત્પન્ન થયો!–એ ભયથી જાણે મારા ગાત્ર શિથિલ થઇ ગયાં! હું મારા જીવનનું ભાવી જોઇ કંપી ઉઠી! હજુ યે યાદ આવે છે! ઓઃ!

મુન્ની—પછી?

સર—પછી ભોજન વિના–દવાદારૂ વિના મારૂં બાલક મરી ગયું. સંસારમાં મારે માટે સર્વત્ર અંધકાર થઇ ગયો. પણ એ અંધ-કારમાં પણ હું રસ્તો ખોળી રહી હતી. જીવનની સર્વ આશાઓ મેં સતીકર્ત્તવ્યમાં મીલાવી દીધી. મનને દ્રઢ કરી લીધું. પ્રતિજ્ઞા લીધી કે ભાગ્યમાં ગમે તે લખ્યું હો–પતિને ચાહી શકું યા નહિ–તોપણ જન્મભર સ્વામી પ્રત્યેના સ્ત્રીના ધર્મનું–સતી ધર્મનું પાલન કરી જઇશ. હાલમાં એજ ધ્યેય પર લક્ષ રાખી દહાડા વીતાવું છું—

મુન્ની—સરસ્વતી બ્હેન! તમે માનવી નથી–દેવી છો.

સર—હજુ વધારે સાંભળવા માગે છે?

મુન્ની—નહિ–બીજું બધું હું જાણું છું.

સર—જાણે છે? કંઇ નથી જાણતી! જાણે છે! શું જાણે છે? એક વિરાટ પ્રેમનો અમૃતસાગર મારી સામે ભરેલો પડ્યો છે છતાં તરસથી મારૂં ગળું સુકાઇ જાય છે, એ જાણે છે? તને ખબર છે કે મારો વર્ત્તમાન જેવો અંધકારમય છે તેવોજ ભવિષ્યકાળ પણ અંધકારમય છે? એ અંધકારમાં નક્ષત્ર નથી, વીજળી નથી, આગીયાનો પણ ચમકારો નથી! તું જાણે છે કે દરરોજ ક્ષયના રોગીની પેઠે મારૂં હૃદય ખવાઇ રહ્યું છે? જાણે છે એ બધું? નહિ–તું કેવી રીતે જાણે? તું શી રીતે જાણી શકે?

મુન્ની—( હાથ પકડીને ) જાણું છું બ્હેન! જાણું છું. હું તારાથી પણ અધિક દુઃખી છું. તું તો કર્ત્તવ્યનું પાલન કરી રહી છે પણ મને તો મારૂં કર્ત્તવ્યજ મળતું નથી.

સર—કોણ છે તું?–તારૂં હૃદય આટલું દયાર્દ્ર છે, તારો સ્પર્શ આટલો કોમલ છે, તારો સ્વર આટલો ગદ્‌ગદિત છે! કોણ છે તું? મેં આજે તારી સામે મારા હૃદયના દ્વાર ખોલી દીધા–આજ-સુધી કદિ પણ કોઇ સામે એ દ્વાર ખોલ્યાં ન્હોતા–કોણ છે તું જાદુ-ગરી? તેં મારી ગૂઢ વ્યથા મારૂં હૃદય નીચોવીને જાણી લીધી! આ વાત મેં કોઇ પાસે કદિ પણ ન્હોતી કહી–તારી પાસે જ કેમ કહી દીધી! કેમ કહી દીધી!

મુન્ની—બ્હેન! તમે મને જે કહ્યું છે તેને માટે તમને કદિ પણ પસ્તાવું પડશે નહિ. હું પ્રભુની પ્રાર્થના કરૂં છું કે પુનઃ તમને સંસારનું સુખ મળે! જેને લીધે તમારૂં સર્વસ્વ ગયું છે તે તમારા સ્વામીને તમને પાછા સોંપી દેશે.

સર—તે તો વેશ્યા છે—

મુન્ની—વેશ્યા હોવા માટે તેને તિરસ્કારથી ન જુઓ! યાદ રાખો બહેન! અનેક પુરૂષો વેશ્યાથી પણુ અધમ હોય છે. ( જવા ચાહે છે-પાછી ફરે છે ) એ વેશ્યાને તમે જોઇ છે?

સર—નહિ.

મુન્ની—તો જુઓ, એ અભાગણી તમારી સામે જ ઉભી છે. ( છાતી કૂટે છે ) હુંજ મુન્ની વેશ્યા છું. ( ઝડપથી ચાલી જાય છે. )

( સરસ્વતી તેના તરફ જોઇ રહે છે. બીજી બાજુથી ભગવાનદાસ ડોલતો ડોલતો આવે છે. )

ભગ—હું એને જોઇ લઇશ! પાજી! એક વાર તને જરૂર જોઇ લઇશ. કોણુ? ઓ! તું છે?

સર—હા. હું છું.

ભગ—હઠી જા.

( સરસ્વતી દ્વાર પકડી ઉભી રહે છે. )

ભગ—હઠી જા. મને છેડતી નહિ—

સર—હું શું તમારી બલા છું?

ભગ—તું મારી—

( ગાળ દઇ સૂઇ જાય છે. )

સર—તમારી તબિયત આજે સારી નથી.

ભગ—(ઉઠીને) કહું છું કે અહિં બેસીને બકબક ન કર. મારી તબિયત ખરાબ થઇ જાય છે. તને જોતાં જ મને તાવ ચઢી આવે છે.

સર—એટલું બધું! ઓહ! હવે તો નથી સહેવાતું.

ભગ—નથી સહેવાતું? તો તારા બાપને ત્યાં જા—અહિં ખાવાનું નહિ મળતું હોય તો તારા બુઢ્ઢા બાપ પાસે જા.

સર—અહિં ખાવાનું નહિ મળે તો!...હું શું તમારી દાસી છું યા વેશ્યા છું કે અહિંયા ખાવાનું ન મળે તો બીજી જગ્યાએ ચાલી જાઉં? હું શું પેટભર ખાવાને માટે તમારે ત્યાં પડી છું?

ભગ—ત્યારે ?

સર—હાય રે હાય! હું મારે માટે અહિં નથી પડી—તમારે માટે પડી છું. આ ઘર—ભલે તુટયું ફુટયું હોય—બળ્યું જળ્યું હોય પણ જેમ તમારૂં છે તેમ મારૂં પણ છે. ભલે મારૂં ઘર વેરાન હોય—તો પણ મારૂં ઘર છે! મારૂં ઘર-મારો સંસાર છોડીને ક્યાં ચાલી જાઉં? સ્વામીને પાયમાલીની નજીક જોવા પછી કઇ હિન્દુ જાતિની સતી સ્ત્રી તેને છોડીને ચાલી જશે?

ભગ—વાહ રે! દાંભિક સતી!

સર—જુઓ! હું સતી છું કે અસતી તે હું એક શરાબીને મ્હોડે, એક વેશ્યાગામીને મ્હોડે સાંભળવા નથી માગતી. મારૂં સતીત્વ મારો ધર્મ છે—તમારો નહિ.

ભગ—તારો ધર્મ છે!

સર—હા. મારો ધર્મ છે! એ દેવતાની પુજાના તમે તો પુષ્પ પત્ર માત્ર છો! હું તમારી પવિત્રતા ચાહું છું કેમકે તેથી એ પુષ્પ પત્ર મારા દેવતાઓને ચઢાવવા યોગ્ય થાય.

ભગ—અને હું પવિત્ર ન રહું તો—

સર—તો હું મારા આંસુઓથી ધોઇને તમને પવિત્ર કરીશ. યાદ રાખો. આંસુઓથી ગંગાજલ પણ વધુ પવિત્ર નથી.

ભગ—છટ્! હું તારૂં ભાષણ સાંભળવા નથી માગતો.

સર—ત્યારે શું માગો છો?

ભગ—રૂપિયા! રૂપિયા કાઢ! હું એને મહિને છસો રૂપિયા આપીશ. જોઉં, એ ક્યાં સૂધી આપે છે!

સર—એને મહિને છસો યા હજાર રૂપિયા આપવા હોય તો જાતે પેદા કરીને આપો. હું હવે નહિ આપીશ.

ભગ—તું નહિ આપશે તો તારા વડવા આપશે! નહિં તો મેં લગ્ન શા માટે કર્યાં હતા!

સર—મારા વડવાઓને તારવા માટે! હું હવે નહિ આપું. જાતે ઉપવાસ કરીને તમારા વાસનાના અગ્નિમાં ઘી હોમવા માટે એક પૈસો પણ હવે નહિ આપું! છસો રૂપિયા તો બહુ થઇ ગયા!

ભગ—નહિ આપે?

સર—હવે હું સમજી શકું છું કે દાદાજી પાસેથી રૂપિયા લઇ તમને આપી મેં તમારા પાપનો રસ્તો ખુલ્લો કર્યો છે. હવે નહિ મળે.

ભગ—નહિ આપે? કહું છું કે આપી દે (ધક્કો મારે છે)

સર—હવે એક પૈસો પણ નથી.

ભગ—ઠીક જોઉં છું (અંદર જઈ પીસ્તોલ લાવે છે) પૈસા લાવ. પૈસા લાવ—નહિ તો—

સર—મારી નાખો. આપઘાત કરવાના પાપથી બચી જઇશ.

ભગ—કહું છે કે પૈસા લાવ! ક્યાં રાખ્યા છે?

સર—નહિ-કદિ નહિ મળે હવે.

ભગ—નહિ તો (પીસ્તોલ બતાવીને) જુએ છે આ!

સર—મારો.

ભગ—તો મર (પીસ્તોલ સીધી કરે છે.)

(મુન્ની એકદમ આવે છે.)

મુન્ની—(પીસ્તોલ તાકીને) ખબરદાર!

ભગ—(પીસ્તોલ હાથમાંથી પડી જાય છે)—કોણ છે તું?

મુન્ની—હું મુન્ની!

ભગ—ઓ—તું છે! હઠી જા.

મુન્ની—નરકના કીડા! તું આ સતીને—આ દેવીને દુઃખી કરીને, ભૂખે રાખીને, માર મારીને મારો ખર્ચ નીભાવે છે? જો! આ સૂકા વિખરાયલા બાલ જો! આ હાડપિંજર જો! આ સતીના તેં જે કંગાલ હાલ કરી નાખ્યા છે તે જો! વાસનાના ગુલામ! જરા આંખો ખોલી જોઇ લે! અને જો તું મનુષ્ય હોય તો પગે લાગી

આ સતીની ક્ષમા માગ. એ જો ક્ષમા કરે તો તારી જાતને મહા ભાગ્યશાલી માની લે.

ભગ—બદમાશ ! મારા પૈસા ખાઇને મારીજ સામે જબાન ચલાવે છે !
( પીસ્તોલ ઉઠાવી લે છે. )

મુન્ની—તારા પૈસા ! કહેતા શરમ નથી આવતી ? સાંભળ ! તારી પત્નીનું દાન–એ તારા રૂપિયા–હવે તને ન આપવાની મેંજ મના કરી છે. તારા રૂપિયા ? હું ન્હોતી જાણતી કે એ રૂપિયા તું ભીખ માગીને, સ્ત્રીનું લોહી ચૂસીને, મનુષ્યત્વને વેચી નાખીને, ડાકુઓથી પણ અધમ રીતે મેળવીને મને આપવા આવતો હતો ! હું તારા રૂપિયાને લાત મારૂં છું ને તને અંતઃકરણથી ધિક્કારૂં છું.

ભગ—ત્યારે આ બધા કારસ્તાન તારાજ છે ! તો હું તનેજ મારીશ.

મુન્ની—શું ? મનેજ મારશો ?–જુઓ ! મારા હાથમાં પણ પીસ્તોલ છે. તમારે મારે પીસ્તોલનું યુદ્ધ થાય તો તમેજ પડશો એમાં જરા પણ શંકા નથી. એમ થાય છે કે એક વાર યુદ્ધ કરી લઉં. પાજી પુરૂષ અને વેશ્યા સ્ત્રીનું યુદ્ધ ! જગત્ જુએ તો ખરૂં કે કોનો જય થાય છે !–નહિ–હું તમને નહિ મારૂં. તમે નરાધમ છો તોપણ હજુ તમને બચવાની બારી છે. તમે લંપટ મટી મહર્ષી બની શકો એ સંભવિત છે. પણ હું ? વેશ્યા ! સદાને માટે વેશ્યાજ રહેવાની. તમને પશ્ચાત્તાપનો સમય આપું છું. આ લો. ( પીસ્તોલ ફેંકી દે છે. ) મને મારી નાંખો. દુનિયા પરથી મુન્નીનું નામ મીટાવી દો. લો, હુંજ છાતી આગળ ધરી ઉભી છું—

ભગ—તો મર, બલા ! ( પીસ્તોલ મારે છે. )

( મુન્ની જમીન પર તૂટી પડે છે. નોકર અને પાડોશીઓ દોડી આવે છે. )



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**સ્થાનઃ**—એક સુસજ્જિત ઓરડો.

**સમયઃ**—રાત્રી.

**પાત્રોઃ**—ભગવાનદાસ અને તેના જાની મિત્રો.

**તવાયફ**—

પીયા સોને દે
સૈયા ! સોને દે,
મૈં તો જગી હું સારી રાત.
ઈસ નેનનમેં......
નીંદ ન આવે (૨)
ગીર જાતી હું બાલમ !
પકડ મેરો હાથ !
પીયા સોને દે
મૈં તો જગી હું સારી રાત.*

ભગ—વાહ વા ! વાહ ખૂબ ! મરહબ્બા ! આફ્રીન !...

ખૂબ—ખૂબ નીચે ગબડતો જાઉં છું—જાણે શરાબના પ્રવાહમાં વહ્યો જાઉં છું—જરા ધક્કો પણ લાગતો નથી.

નંદકિશોર—જાણો છો ? ક્યાં જાઓ છો ?

ભગ—ચુલ્હામાં ! જાણું છું નંદકિશોર ! ચુલ્હો કેવી જગ્યા છે તે જાણો છો નંદકિશોર ?

નંદ—બહુ ગરમ જગ્યા છે.

ભગ—ગરમ !—હા—ગરમ—નહિ—નહિ—ઔર એક પ્યાલી દો !

---

* એક ઉર્દૂ શાયર.

ભરોંનાથ—હવે ન પીઓ.

ભગ—નહિ પીઉં? એ શું બોલો છો? શરાબ નહિ પીઉં? પી-ઇશ-જરૂર પીઇશ. લાવો-રોકો નહિ-ના પાડવાથી ગડબડ થશે-વચમાં આવીને મઝાની મીટ્ટી ન કરો-આનંદના નીશામાં ધક્કો ન મારો-ગબડી રહ્યો છું-ગબડી જવા દો. છેવટે ભારી ધક્કો લાગશે-વજ્રાઘાત થશે તે જાણું છું. એ વજ્રપ્રહારથી બધું-બધું ચૂરેચૂરા થઇ જશે. ભલે થાય. દારૂ લાવો—

દેવીદાસ—કંચન! (ભગવાનદાસનું બનાવટી નામ કંચનલાલ છે.)

ભગ—ચુપ! ના ન પાડો-રોકો નહિ.

દેવી—હવે બહુ થયું. હવે ન પીઓ.

ભગ—પીઉં છું-તેમાં તમારે શું? તમારા બાપને પૈસે તો નથી પીતો! તું રોકવાવાળો કોણ? જેનો દારૂ પીઉં છું તે નંદકિશોર ના કહે તો જૂદી વાત છે!-તો નહિ પીઉં-અને-અહિં આવીશ પણ નહિ! મફત શરાબ મળશે ત્યાં જઇશ-તમે કોણ રોકવાવાળા?

દેવી—નારાજ શા માટે થાઓ છો ભાઇ! અમે તમારા ભલા માટે કહીએ છીએ. હવે વધુ પીશો તો હેરાન થશો.

ભગ—હેરાન થઇશ? નહિ-નહિ. બાટલીની બાટલી હજમ કરી જઇશ. જ્યાં સુધી જીવીશ, અચેત થઇ થઇ જઇશ, પહાડની પેઠે અટલ બની જઇશ ત્યાં સુધી શરાબ ઉડાવીશ. બસ-લાવો-એક પ્યાલી દો!

નંદ—ભાઇ! તમારાજ ભલા માટે—

ભગ—શું? તમે પણ? બસ ભાઇ! તમારી દોસ્તીનો અહિંયાંજ અંત- (ઉભો થાય છે)

નંદ—ક્યાં જાઓ છો? બેસો-બેસો, પીઓ. જાઓ નહિ.

ભગ—હવે ઠેકાણે આવ્યા, નંદકિશોર! તમે ધર્માત્મા છો-મારા સાચા દોસ્ત છો. લાવો, શરાબ લાવો (પીએ છે.) એનું વદન અ-તિશય સુંદર હતું-પણ એનો અવાજ-નંદકિશોર! શરાબ દો—

નંદ—આપું છું. લો–( આપે છે ) પણ વિચારીને પીજો. હું તમને ચાહું છું તેથી કહું છું. જાણી જોઇને પાયમાલ ન થાઓ. પૃથ્વી પર એશઆરામની ચીજો મઝા કરવા માટે–ઉપભોગ માટેજ છે! પણ સઘળાની મર્યાદા હોય છે. અમૃત પણ હદ બહાર પીવાથી પેટમાં જઇ ઝહર બની જાય છે.

ભગ—હા. પણ જાણતા નથી? ઝેરનો ઉતાર ઝેર જ હોય છે! લાવો, શરાબ લાવો–ગલાસ લાવો. ( પીએ છે )

નંદ—બસ, આ છેલ્લો ગ્લાસ! હવે નહિ આપું! અમે તમને ચાહીએ છીએ તેથી કહીએ છીએ.

ભગ—તમે લોકો મને ચાહો છો? નંદકિશોર! મને ચાહો છો?

નંદ—હા.

ભગ—મારામાં એવો કયો ગુણ છે?

નંદ—તમારૂં હ્રદય મહાન અને ઉદાર છે.

ભગ—મારૂં હ્રદય મહાન છે? તમે મને ઓળખો છો? નહિ, નથી ઓળખતા. ( ઉભો થઈને ) નંદકિશોર!–તમે મારા તરફ જુઓ! જુઓ છો? શું જુઓ છો?

નંદ—ક્યાં? શું છે? કંઇ નથી.

ભગ—ફરી જુઓ. શું જુઓ છો?

દેવી—તમને જોઇએ છીએ.

ભગ—હું કોણ છું?

દેવી—કંચનલાલ—

ભગ—નહિ.

દેવી—ત્યારે?

ભગ—હું એક પિશાચ છું. શરાબ કેમ પીઉં છું તે જાણો છો?

દેવી—જાણું છું.

ભગ—કંઇ જાણતા નથી! હા–હા–હા! આ જગ્યાએ હાથ લગાવો ( નંદકિશોરનો હાથ લઈ છાતીપર રાખે છે. ) જુઓ છો?

નંદ—હા.

ભગ—કેવું ધડકી રહ્યું છે? જોસથી ધડકે છે ને? આંધીની પેઠે પ્રબલ વેગથી ધડકે છે ને? ધ્વંસની પેઠે ભયંકર ગતિથી ધડકે છે? જુઓ છો, નંદકિશોર! જુઓ છો?

નંદ—જોઉં છું.

ભગ—વળી ભુતકાલના પાપના પ્રાયશ્ચિત અને ભાવી સજાનો ભય—એ એના મિશ્રણે મારા જીવનને શયતાનનું કારખાનું બનાવી દીધું છે તે જાણો છો? પાછળ જોઇને કંપી ઉઠું છું–આગળ જોતાંય કંપું છું–એની ઉપર–ઓહ!–મારા જીવનમાં કેવા ભયંકર દશ્યો છૂપાયાં છે તે નથી જાણતા?–આ શું છે?

દેવી—શું?

ભગ—મા! મા!–આવી ફાટી આંખે મારા તરફ કેમ જોઇ રહી છે?–આ મુરદા સમું મ્હો–આ ખુલ્લા હોઠ–આ સ્થિર પત્થર જેવી મૂર્ત–આ સ્થિર ફીક્કી નજર–મા–મા! આવી રીતે ન જુઓ–આવી નજરે ન જુઓ–શાપ આપો–શાપ આપો!

દેવી—આ શું બકો છો? કોની સાથે વાત કરો છો?

ભગ—મા! મા!...હું...

નંદ—કંચનલાલ!–(ભગવાનદાસનો હાથ પકડી હલાવે છે.)

ભગ—ઓ–ઓ–(મૂર્છિત થાય છે.)

(બધા ગભરાઇને તેની સારવાર કરે છે)

નંદ—કંચન! કંચન!

ભગ—(ઉઠીને) કોણ કંચન!—ઓ–હું–નહિ–નહિ–હવે નથી ખમાતું–પ્રકટ કરી દઉં છું–માઇઓ! મારૂં નામ કંચનલાલ નથી. મારૂં નામ ભગવાનદાસ છે. મેં જુવાન સ્ત્રી માટે માનો ત્યાગ કર્યો–વેશ્યાને માટે સ્ત્રીને ત્યાગી–અને અંતે–અંતે–એ વેશ્યાનું પણ ખૂન કર્યું—

દેવી—આ તમે શું બકો છો?

ભગ—ક્યાં? શું? શું કહી રહ્યો છું? હા–ના–બધું જૂઠું છે.

મેં કંઇ કર્યું નથી—હું પાપી નથી—પરમ પુણ્યશાલી છું. માની પૂજા કરતો હતો. સ્રીપર પ્રેમ રાખતો હતો. વેશ્યા કદી રાખી પણ નથી. જે કહ્યું તે બધું જૂઠું છે—ગલત છે.

દેવી—શું બોલો છો ?

ભગ—હું શિક્ષિત મનુષ્ય છું. મા પર પહેલા જેવીજ ભક્તિ અને પૂજ્યભાવ રાખત તો સજ્જન થાત ! મારી માને પાછી આપો—મારી માને પાછી લાવો—એ પહેલું પાપ ધોઇ નાખો—પછી બધું મળી રહેશે.

નંદ—શું બકો છો ? તમારૂં નામ ભગવાનદાસ છે ?

ભગ—નહિ—નહિ—ગલત વાત છે. હું સૂઇ જઇશ.

( નોકર આવે છે. )

નોકર—બાબુજી.

નંદ—શું છે ?

નોકર—પોલિસ આવી છે.

નંદ—પોલિસ ! શું કામ છે તે જઇને પૂછ,

( નોકર જાય છે. )

નંદ—એકાએક આટલી રાત્રે પોલિસ ? મારા ઘરમાં ?

દેવી—કંચનના મ્હો તરફ તો જરા જુઓ ! શબ જેવું ફીકકું પડી ગયું છે.

ભૈરો—જુઓ, એ તે તરફજ જોઇ રહ્યો છે.

સુખરામ—નંદ કિશોરજી ! તમારી મીજલસમાં આવનારાને ખટલામાં ન પડવું પડે.

નંદ—કંચન ! કંચન !

( નોકર પાછો આવે છે. )

નોકર—દારોગા સાહેબ પૂછે છે કે અહિં ભગવાનદાસ નામનો કોઇ માણસ છે ? લો, એજ આવી ગયા—

ભગ—અરે ! બાપ રે ! આફ્ત !—( નાશી જાય છે. )

નંદ—કંચન ! કંચન ! ( પાછળ દોડે છે. બીજા પણ પાછળ જાય છે )

( બે સિપાઈઓ સાથે દારોગાનો પ્રવેશ )

દારોગા—કયાં છે ? અહિં તો કોઇ નથી ? આ ગરબડ શાની છે ?

( જોવા જાય છે. )

( ભગવાનદાસ સિવાય બધા પાછા આવે છે. )

ભૈરાં—છાપરા પરથી કુદી પડયો!

સુખ—પડતા વાર નાસી ગયો—

દારોગા—કોણ ?

ભૈરાં—કંચન.

દારોગા—કંચન કે ભગવાનદાસ ?

નંદ—હા. એણે એ નામ પણ કહ્યું હતું.

ભૈરાં—તમે નાસતો જોયો ?

સુખ—હા. મારી આંખે જોયો ને !

ભૈરાં—હાથ પગ ભાગ્યા નહિ ?

સુખ—નહિ—છાપરા પરથી પીપળાના ઝાડ પર જઇ અથડાતો કુટાતો નીચે પડયો—પછી તરત જ ઉઠીને જીવ લઇને ભાગ્યો.

દારોગા—કઇ તરફ ?

સુખ—પશ્ચિમ તરફ.

દારોગા—મહાવિર સિંહ ! પાછળ પડો—જાઓ.

( એક સિપાઇ જાય છે )

દારોગા—જનાબ ! માફ કરજો ! હું જરા આપના ઘરની તપાસ કરવા માગું છું.

નંદ—કેમ ? દારોગા સાહેબ ! મામલો શો છે ?

દારોગ—ભગવાનદાસ પર ખુનનાં વાંક માટે પકડવાનું વૉરંટ છે. આપ પરવાનગી આપો તો ઘરમાં તપાસ કરૂં—કદાચ કોઇ જગ્યાએ છૂપાયો પણ હોય!

નંદ—દારોગા સાહેબ ! હું ઑનરરી મેજીસ્ટ્રેટ છું.

દારોગા—માફ કરજો, સાહેબ ! પણ મારે મારા કર્ત્તવ્યનું પાલન કરવું જ જોઇએ. આપ સારી પેઠે જાણોછો—

નંદ—ભલે તમારી ઇચ્છા પ્રમાણે તપાસ કરી જુઓ.

( બધા જાય છે )

## પ્રવેશ ૨ જો.

સ્થાનઃ—ભોલાનાથના મહેલનો બાગ.

સમયઃ—સંધ્યા.

પાત્રોઃ-સરસ્વતી, ભોલાનાથ વિ.

( સરસ્વતી પોપટનું પાંજરૂં સામે મૂકી પોપટને પઢાવી રહી છે. ભોલાનાથ આંટા મારે છે )

ભોલા—સરસ્વતી ! એક વાત કહું ?

સર—એક જ શા માટે ? દશ સંભળાવી દો ને !

ભોલા—તારૂં મ્હોં હમ્મેશાં ઉદાસ કેમ રહે છે ?

સર—આટલી અમસ્થી વાત કહેવા માટે આટલી મોટી પ્રસ્તાવના ! એમાં તો મને કંઇ નવીનતા નથી જણાતી. બે મહિનાથી તમે એની એ વાત કહ્યા કરો છો.

ભોલા—એ વાત કહેતાં મને કંઇ હર્ષ થાય છે બેટી ? તું સદા વિચારમાં ને વિચારમાં ઉદાસ રહે છે. ચાલ, ગાડીમાં બેસી જરા ફરી આવીએ.

સર—નહિ દાદાજી ! ફરવા જવાની મારી ઇચ્છા નથી.

ભોલા—તો અહિં તું આવું દયામણું મ્હોં કરી બેસી રહે તે નહિ ચાલે.

સર—(હસીને) ક્યાં દયામણું મ્હો કરી બેઠી છું, દાદાજી !

ભોલા—પણ તને શો દોષ દઉં ? જેનો સ્વામી ખૂન કરી નાસી ગયો—એ પણ તારા નસિબમાં લખ્યું હશે !

સર—અરે! એ હમણા અજ્ઞાતવાસ કરી રહ્યા છે. તમે પાંડવોની કથા સાંભળી લાગતી નથી! તમને તે કેટલુંક કહું, દાદાજી! તમે કંઇ જાણતા નથી.

ભોલા—જે દિને મેં સાંભળ્યું કે ભગવાનદાસે તને લાત મારી તે દિને મને લાગ્યું-શું કહું સરસ્વતી—તે દિને મને લાગ્યું કે આ હરિયાળી શસ્યશ્યામલ પૃથ્વી મારી નજર સામે સુકાઇને કરમાયલા ફુલ પેઠે શૂન્યમાં નષ્ટ થઇ ગઇ—નીચેથી નરક ઉછળી પડ્યું—અને શયતાનોની ફોજ નાચતી કૂદતી હસવા લાગી. ઓહ!

સર—આવું શું બોલો છો દાદાજી! પતિની લાત પતિવ્રતાની છાતી પર! કૌસ્તુભમણી એની આગળ તુચ્છ છે! મને એ લાત પડી ત્યારે લાગ્યું કે સ્વર્ગમાંથી કલ્પવૃક્ષનાં ફૂલો વર્ષી રહ્યાં છે!

ભોલા—એટલે સરસ્વતી!

સર—પ્રેમના ગૂઢ તત્વને આપ ક્યાંથી જાણો?

ભોલા—ત્યારે શું!-તમારામાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન થયો હતો?

સર—પ્રેમ! ઓહ! કેવો પ્રેમ હતો તે શું કહું દાદાજી! વાત જ ન પૂછો! એ પ્રેમ અત્યંત વ્યાપક અને ભયાનક હતો!

ભોલા—કઇ જાતનો?

સર—અમને અમારા પ્રેમની મર્યાદા જણાતી ન્હોતી—તેનો અંત મળતો ન્હોતો! એ વાત જ ન પૂછો દાદાજી! શબ્દમાં કહેવાય તેમ નથી. પ્રેમની ધૂનમાં અમે ખાવા-પીવાનું ભૂલી જતાં-આખો દિવસ ભોજન વિના વીતી જતો-છતાં કંઇ માલૂમ પડતું નહિ!

ભોલા—ત્યારે તું શું કરતી હતી?

સર—બેઠી બેઠી ઉપમા આપ્યા કરતી.

ભોલા—એક નમૂનો તો સંભળાવ!

સર—સાંભળો. એ કહેતા કે તું મારા હૃદયનો હાર છુ-હું કહેતી કે હું તમારા પગની જૂતી છું.

ભોલા—ઓહ! સમજી ગયો. તું વ્યંગ કરી રહી છે. શું ખરેખર તમારામાં કદિ પ્રેમ જનમ્યો નહોતો?

સર—કેમ?

ભોલા—શું આ પ્રેમ છે? એને તો પ્રેમ નથી કહેતા.

સર—ત્યારે કોને પ્રેમ કહે છે દાદાજી? બોલોને દાદાજી! પ્રેમ કોને કહે છે!

ભોલા—સાંભળવું છે? સાંભળ. માની લે કે કોઇને કોઇ સાથે પ્રેમ થયો છે! માની લે!

સર—ઠીક. માની લીધું. જો કે એમ માની લેવું બહુ મુશ્કેલ છે. છતાં તર્કને માટે માની લીધું. પછી?

ભોલા—છતાં એ પ્રેમીઓ એક બીજાને કદિ મળ્યાં નથી–કદિ એકમેકનાં નામ પણ સાંભળ્યાં નથી–તોપણ પ્રેમ જન્મશે?

સર—તે કેવી રીતે?

ભોલા—કેવી રીતે તે તો નથી જાણતો. પણ પ્રેમ જન્મશે જરૂર! કવિતાની ભાષામાં એને 'પૂર્વાનુરાગ' કહે છે!

સર—(આશ્ચર્યથી) વારૂ!

ભોલા—પછી એક દિન–કોઇ સુલગ્નમાં, શુભ ઘડીમાં, સુગંધિત વાયુની લહરોમાં, કોઇ સ્વપ્ન સરીખી સંધ્યામાં, કોઇ નિભૃત નિસ્તબ્ધ નિકુંજ વનમાં–બન્નેની ચાર આંખોનું મિલન! ચાર આંખો મળતાંજ પ્રેમની ઉત્પત્તિ!

સર—ચાર આંખ મળતાંજ પ્રેમની ઉત્પત્તિ?

ભોલા—હા–ચાર આંખ મળતાંજ પ્રેમની ઉત્પત્તિ! યાદ રાખ, હવે હું નાટકની ભાષામાં વાર્તાલાપ કરીશ.

સર—ઠીક. પછી?

ભોલા—પછી પ્રેમીની સ્વગતોક્તિ; પ્રેમીકાનું વ્યાકુલ ભાવ દર્શાવવું; પ્રેમીનું કવિતા રટવું અને પ્રેમીકાનું પતન યાને મૂર્છા!

સર—પછી?

ભોલા—સખીનો પ્રવેશ. બધી વિરહીણીઓ પાસે ઓછામાં ઓછી એક સખી હોવી જોઇએ! નહિ તો પ્રેમ નહિ થઇ શકે!

સર—નહિ તો પ્રેમ નહિ થઇ શકે!

ભોલા—( માથું હલાવીને ) નહિ. પ્રેમનું એક બુંદ પણ ન ટપકે. સખી ન હોય તો એ ગાયન કોની પાસે ગાય? ગાયન વિના પ્રેમ જામેજ નહિ.

સર—હં!......પછી!

ભોલા—સખીનો પ્રવેશ અને પંખો નાખવો. પ્રેમીકાનું હોંશમાં આવવું અને ધીમે ધીમે ચાલી જવું! જતાં જતાં પ્રેમીકાની સાડીનું વૃક્ષની ડાળીમાં ભેરવાઇ જવું અને પ્રેમીને પાછા ફરી જોવું ! પ્રેમીકાનો દીર્ઘ નિઃશ્વાસ અને પ્રેમીએ 'હા હતોસ્મિ' કહી બેભાન થઇ જવું. પછી પ્રેમીનું પ્રસ્થાન અને પ્રેમીકાનું–પ્રેમીકાનું શું?

સર—હું શું જાણું? વાત તો તમે કરી રહ્યા છો!

ભોલા—હા-પણ આ જગ્યાએ શું થવું જોઇએ?–કંઇ સુઝતું નથી! કંઇ મેળ મળતો નથી! તુંજ મેળ મેળવી ન દે, બેટી? પ્રેમીકાનું શું? બોલ, જલદી બોલ. નહિ તો પ્રેમ ઠંડો પડી જશે. પ્રેમીકાનું શું?

સર—પ્રેમીકાનું ઘેર જઇ પેટ ભરીને રોટી ખાવું અને પછી પુનઃ પ્રેમની પાછળ પડવું.

ભોલા—આહ! બધું ધૂળ કરી નાખ્યું!

સર—કેમ?

ભોલા—આ એક રોટી ખાવાથી બધું ધૂળ થઇ ગયું! મારો બધો પરિશ્રમ વૃથા ગયો! છેવટે રોટી ખાવી? છી—

સર—ત્યારે શું ખાવું? પૂરી!

ભોલા—નહિ. કંઇજ ખાવું નહિ. નિરાહાર નિર્જલ રહેવું!

સર—ઉંહુ! ખાલી પેટે પ્રેમ નથી થતો? એ બહુ ભારી

કામ છે! રોટી ન ખાવી હોય તો પૂરી ખાઓ! પણ ખાવું તો જોઇએજ!—વારૂ, પછી?

ભોલા—સબુર કર! પહેલા વિષયને બરાબર ઠેકાણે લાવવા દે! આ રોટી ખાવાની વાતે મને એકદમ ગભરાવી નાખ્યો છે! જરા વિષય ઠેકાણે લાવી લઉં!-સબુર કર.

સર—સંભાળી લો-કંઇ ઉતાવળ નથી.

ભોલા—ક્યાં સુધી આવ્યો છું? હં-પછી પ્રેમીનું પ્રસ્થાન!... પછી એક દિવસ વર્ષાદનું તોફાન થાય છે, પ્રેમીને નાવ મળતું નથી તેથી નદીમાં કૂદી પડે છે! નદી પાર કરી એકદમ દોડતા જઇ પ્રેમીકાના ઘરની દીવાલ પર પ્રેમીનું ચઢવું અને અંદર કૂદી પડવું.

સર—ઉંહુ! કંઇ ભુલ થઇ ગઇ!-કંઇ રહી ગયું!

ભોલા—શું?

સર—મુરદું ને સાપ!

ભોલા—તારામાં કંઇ રસિકતા નથી-તું તદ્દન અકવિ છે! નહિ તો વળી કોઇ પ્રેમની વચમાં મુર્દાને લઇ આવે?

સર—હું ક્યાંથી લાવી?-બિલ્વમંગલની કથામાં મોજુદ છે!-વારૂ, પછી?

ભોલા—પછી વળી શું? પ્રેમી અને પ્રેમીકાનો મેળાપ! પ્રેમીકાએ લજ્જાયુક્ત ભાવ પ્રકટ કરવો-પછી સખીનો પ્રવેશ-બન્નેના ગુપ્ત વિવાહ-પરસ્તાનનો પરદો ને ખેલ ખલાસ!

સર—આ શું? અહિંયાજ પ્રેમનો અંત આવી ગયો?

ભોલા—અંત ન આવે તો શું થાય? લગ્ન થઇ ગયા! પછી શું જોઇએ?

સર—પછી કંઇ નહિ?

ભોલા—ઠીક. તુંજ કહે. પછી શું?

સર—પછી પ્રેમીકાનું સાસરે જવું-પ્રેયસીનું રસોઇ બનાવવું-ભંડારીઆમાંથી સીધું કહાડવું-પ્રાણનાથે ભોજન કરી ઓફિસ જવું.

ભોલા—આ વાત કોઇ નાટકકાર કે કવિએ નથી લખી.

સર—આટલી બધી સત્ય બીનાને કાવ્ય સહન કરી શકતું નથી! જ્યાં ખરી અને સત્ય વાતની શરૂઆત થાય છે ત્યાંજ નાટકનો અંત આવી જાય છે.

ભોલા-હા-હા-હા! વારૂ, પછી ?

સર—પછી યથા સમયે પુત્ર યા પુત્રીનો જન્મ !

ભોલા—બસ, હવે આ નાટકની ભાષા નથી. તું પોતેજ કહી ચૂકી કે અહિં નાટકનો અંત આવી જાય છે.

સર—ખરી વાત છે. હવે અહિંથી પ્રચલિત ભાષામાં હું વાત કરીશ...પછી 'પું' નરકમાંથી રક્ષા કરવા માટે પુત્ર રત્ને આવીને દર્શન દીધા! હવે પૂછવું જ શું? એ પુત્રની સેવા અને લાલન પાલનમાં માતાને નથી ખાવાની શુદ્ધિ કે નથી સૂવાની! માની જરા આંખ મળી કે બચ્ચાએ જરા 'એં-એં-' કર્યું. માની આંખ ખુલી ગઇ. તે તરત જ બચ્ચાને છાતીએ લગાવી 'ઓ-ઓ-ઓ-મારા લાલ! મારા દીકરા!...ઓ-ઓ-ઓ-આવરે ચાંદા!' કરવા લાગી.

ભોલા—સાચી વાત છે. પછી ?

સર—પછી છોકરો જરા મોટો થયો કે ગોદ છોડી ગરદન પર ચઢવા લાગ્યો! તાવ આવ્યો-ડાક્ટરને બોલાવો! નિશાળમાં દીકરો 'ક' લખીને ઘેર આવ્યો કે માતા ઘરમાં મીઠાઇ અને પાણીનો લોટો લઇ દાસીની પેઠે તહેનાતમાં હાજર જ છે! રાતે દીકરાએ કહ્યુંઃ 'મા, બહુ ગરમી છે.' માતા પંખો લઇ પવન નાખવા લાગી. કેટલાય દિવસ એ પુત્રને માટે માતા ખાધા પીધા વિના વીતાવતી—કેટલીય રાત જાગરણ કરતી. પુત્ર શિવાય બીજી વાત નહિ—ધ્યાનમાં પણ બીજી કોઇ ચિંતા નહિ! ઉંઘમાં પુત્ર શિવાય એને બીજું કંઇ સ્વપ્ન પણ આવતું નહિ. પુત્ર! પુત્ર! પુત્ર! મરતી વખતે આગ દેશે કે નહિ તે તો પ્રભુ જાણે!...એ પણ નસિબમાં

ન્હોતું! એક દિન માતાની ગોદ ખાલી કરી, તેની છાતી ચીરી નાખી, તેના જીવનને સૂનું બનાવી, એજ પુત્ર–આટલી મહેનત અને આટલા ભાવથી ઉછેરેલો પુત્ર–માતાના આવા સ્નેહને તુચ્છ ગણી કોણ જાણે ક્યાં ચાલી ગયો!...પુનઃ તે અભાગી માતાની નજરે ન પડયો!

ભોલા—ફરી એની એ વાત!

સર—નહિ દાદાજી! હું શાંત છું. આહા! એ ચહેરો! કેવી સુંદર આંખો! મારા તરફ કેવો હસીહસીને જોતો'તો! એના એ નાના નાના હાથ—નાની નાની આંગળીઓ!...અગર તમે જો જોત દાદાજી! જાણે આરસની મૂર્તિ દાદાજી!

ભોલા—એ પૂણ્યાત્મા સ્વર્ગે ગયો! પણ તારો પુત્ર—મારી પૌત્રીનો પુત્ર—છેવટે દારિદ્રયને લીધે આહાર વિના, દવા વિના—

સર—આ શું? તમે રૂઓછો દાદાજી! આટલા આટલા સમજાવ્યા પણ તમે નથી સમજતા!—આ જુઓ! કેળના વૃક્ષપર સૂર્યનાં કિરણો પડી રહ્યાં છે! જાણે સંધ્યાની જયપતાકા ફરફરી રહીછે!

ભોલા—એ વાત તેં મને પત્રદ્વારા કેમ ન જણાવી સરસ્વતી? હું તને આટલો ચાહું છું—

સર—પુનઃ એ વાત! દાદાજી! કાવ્યમાં પ્રેમી પ્રેમમાં મૂર્છિત થવાની વાત લખી છે! એ કઇ વાત છે, દાદાજી? ખરેખર પ્રેમમાં મૂર્છા આવે છે કે?

ભોલા—ક્યાં સુધી આમ બહેલાવશે દીકરી? અને હું ક્યાં સુધી ધીરજ ધરીશ? આ શોક ભૂલાય એવો નથી. એ શોક તો ગંગાના ઉન્મત્ત પ્રવાહની પેઠે પત્થરને ફોડીને ઉછળી રહ્યો છે! આવ દીકરી! આપણે બન્ને સાથે રોઇએ. એવા જોસથી રડીએ કે આપણું રૂદન કિનારા સાથે અથડાતા સાગરના મોજાંની પેઠે, આકાશમાં જઇ દીનાનાથના ચરણો સાથે અથડાય! જોઇએ! એને દયા આવે છે કે નહિ!

સર—રોઉં શા માટે દાદાજી? ઇશ્વરે જે આપ્યું તેનો શિર ઝુકાવીને સ્વીકાર કરીશ.

ભોલા—તે તારાથી થઇ શકશે?

સર—હા. થઇ શકશે. ભવાની દાદાએ મને પ્રભુનું ભજન શીખવ્યું છે. એમણે કહ્યું કે પ્રભુ જેમના પર બહુ કૃપા રાખે છે તેને બહુ દુઃખ દે છે! દુઃખ દઇને પોતાના હૃદય સરસા ચાંપી દે છે ને પછી પોતાના કરી લે છે! આ જુઓ, ભવાની દાદા ગાઇ રહ્યા છે. ખરૂં?

ભોલા—હા. શાંતિથી સાંભળ.

( નેપથ્યમાં ભવાનીપ્રસાદ ગાય છે )

બાર બાર જો દુઃખ દિયા, યા દેતી તારા;
સો તેરા તારિણી, અનુગ્રહ હી હૈ સારા.

ભોલા—બંધ કેમ કર્યું! ગાઓ ભવાનીપ્રસાદ! એ તો ગાતા ગાતા પેલી બાજુ ચાલી ગયા. ભવાની! ભવાની! તું અહિં બેસ! હું એમને બોલાવી લાવું. ( જાય છે. )

સર—હૃદયનો ભાર જાણે હલકો થઇ ગયો! ઇશ્વર! ક્ષમા કર! હું અબોધ–અજાણ બાળકી છું. આ સંસારમાં આવી રમકડાના ખેલ રમી રહી છું. હું જ એકલી નહિ–બધાય એજ રમત રમી રહ્યા છે. બાલક રમકડાથી રમે છે. માતા બાલકથી રમે છે. જુવાન ધનથી રમે છે. બુઢ્ઢા યશથી રમે છે. એ બધા ખેલ એક દિન ખતમ થઇ જશે. ચંદ્રમા ઉંચે ચઢી રહ્યો છે! તળાવના પાણીમાં તેનું પ્રતિબિમ્બ હાલી રહ્યું છે. કોયલ ટહુકી રહી છે. કેવી સુન્દર પૃથ્વી છે આ? એને તો કોઇ છીનવી લેવાનું નથી!... ( ફરતી ફરતી જુએ છે. ) કેવી સુન્દર સમીર લહરીથી ડાળીઓ ઝૂલી રહી છે?

( છૂપા વેષમાં ભગવાનદાસનો પ્રવેશ ).

ભગ—સરસ્વતી !

સર—કોણ ?–ઓ !–તમે !–અહિં !–આવી રીતે !–આ વેષમાં !

ભગ—પોલિસ મારી પાછળ છે ! તેથી દિવાલ કુદી હું અહિં આવ્યો છું ! મને આશ્રય આપીશ ?

સર—આટલા દિવસ ક્યાં હતા ?

ભગ—ગુફામાં, મસાણમાં, જંગલમાં, વેરાન રસ્તામાં ફરતો ફર્યો છું. કદી સાધુ, કદી મજુર, કદી જૂઠે નામે આબરૂદાર માણસ બન્યો છું. છેવટે તારી પાસે આશ્રયની ભીક્ષા માગવા આવ્યો છું ? આશ્રય આપીશ ?

સર—ઓહ ! ( પસીનો લૂછે છે )—નહિ–તમે ગમે તેવા છો પણ મારા સ્વામી છો. હું મારા સ્રીના કર્તવ્યનું પાલન કરીશ. આવો, હું તમને આશ્રય આપીશ. ( ભોલાનાથ પાછો આવે છે. )

ભોલા—સરસ્વતી ! એ ભવાની–( ચોંકીને ) આ કોણ ?

( સરસ્વતી શરમને લીધે બન્ને હાથોથી મ્હો ઢાંકી લે છે. )

ભોલા—( આશ્ચર્યથી ) ભગવાનદાસ ?

ભગ—હા. દાદાજી !

ભોલા—ચુપ ! હું ખૂનીનો દાદો નથી. અહિં કેમ આવ્યો ?

ભગ—આશ્રય માટે.

ભોલા—હૂં ! હિમ્મત તો ભારી છે ! નીકળ અહિંથી.

સર—દાદાજી !

ભોલા—ચુપ સરસ્વતી ! ( ભગવાનદાસને ) સ્રીના ખુની માટે અહિં જગ્યા નથી. નીકળ અહિંથી.

સર—( હાથ જોડીને ) દાદાજી !

ભોલા—સરસ્વતી ! સમજું છું ! બધું સમજું છું ! પણ અહિં ચોરી કે લુચ્ચાઇ કંઇ થશે નહિં. હુ હમ્મેશાં સીધે રસ્તે ચાલ્યો છું. હવે આ વખતે સ્નેહને વશ થઇને આડે રસ્તે જવાનો નથી.

મારૂં ઘર કંઇ ખૂનીઓનો અડ્ડો નથી. નીકળ! ઓ ઘાતક! તારૂં મ્હો જોઇને પણ પ્રાયશ્ચિત કરવું જોઇએ.

સર—(ઉભી થઈ) તો મને પણ વિદાય કરો દાદાજી!

ભોલા—આ શું?

સર—એ ગમે તેવા પણ મારા સ્વામી છે.

ભોલા—ઓ! સમજી ગયો!...સમજી ગયો! તેં ધાર્યું હશે બેટી! કે હું તને પ્રાણથી પણ અધિક ચાહું છું તેને લીધે કર્ત્તવ્યને પણ તજી દઇશ! નહિ—એવો વિચાર સુદ્ધાં કરીશ નહિ. કર્ત્તવ્યને માટે મેં ઘણો-ઘણો ત્યાગ કર્યો છે. તને છોડવી પડશે તો તને પણ છોડી દઇશ. જોકે તને છોડતાં મારૂં હૃદય ચીરાઇ જશે, અંગ શિથિલ થઈ જશે, કદાચ દિવાનો પણ થઇ જઇશ; છતાં જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી કર્ત્તવ્યનો ત્યાગ તો કદિ પણ કરીશ નહિ. અપરાધીને—ખાસ કરીને એક કંગાલ ખૂનીને તો ઇન્સાફના હાથમાંથી કદિ પણ બચાવીશ નહિ. ન્યાયની આંખમાં ધૂળ નાખીશ નહિ. જા દીકરી! તને પણ વિદાય કરૂં છું.

ભગ—એની જરૂર નથી. હું પોતેજ જાઉં છું. હું જાતેજ આફતના દરિયામાં ડૂબી રહ્યો છું—તો પછી ઓને સાથે શા માટે ઘસડું? હું જાતેજ પોલિસને શરણે જઇશ.

સર—સ્વામી, હું પણ તમારી સાથે આવીશ. જ્યાં તમારૂં સ્થાન ત્યાં મારૂં! પછી ચાહે તે ઝાડની નીચે હોય, ચાહે જેલખાનામાં હોય અથવા ફાંસીના માંચડા પર હોય! તમે જો ઐશ્વર્યના અભિમાનથી ગર્વિત થઇ મારી પાસે મને લેવા યા મારો સ્વીકાર કરવા આવ્યા હોત તો હું તમારા તરફ જોત પણ નહિ. પણ આજે તમે ભિખારી, નિરાધાર છો! દાદાજી! આજ્ઞા આપો.

ભોલા—ઠીક છે, જો તું જઇ શકતી હોય તો જા સરસ્વતી! આંખો! જો એક પણ અશ્રુનું બિંદુ ટપકાવ્યું તો ફોડી નાખીશ!

આંધળો તો આમ પણ થઇ જઇશ. તો પછી પહેલાથીજ થઇ જાઉં! જા સરસ્વતી! ગળું કેમ રૂંધાય છે? જા સરસ્વતી! મને છોડીને ખૂનીની સાથે જા!

સર—દાદાજી!—

દાદાજી—અહિં જો સરસ્વતી! આ સફેદ વાળ-જેના પરથી સાઠ વર્ષો વર્ષી ગઇ છે; આ ચંચલ હૃદય!-જેની અંદર એક સ્નેહનો સાગર ઉભરાઇ રહ્યો છે. આ જો! આ બુઢ્ઢો મોતને કિનારે...પણ નહિ. જા સરસ્વતી!

સર—અફસોસ! એક બાજુ સ્નેહ છે, બીજી બાજુ કર્તવ્ય છે-

( છૂપી રીતે ભગવાનદાસ ચાલી જાય છે. )

ભોલા—જા સરસ્વતી! ઉભી કેમ છે? મને છોડીને જઇ શકે તો જા! જો! હું ઉભો ઉભો તને જતી જોઇ રહું છું કે નહિ! આંખો! યાદ રાખો! ફોડીને ફેંકી દઇશ.

( આંખો કાઢવા તૈયાર થાય છે. )

સર—આ શું? દાદાજી! આ શું? ( હાથ પકડે છે. ) તમે શું કરો છો? ( પગે પડે છે. ) દાદાજી!

ભોલા—જા, સરસ્વતી!

સર—( પાછું ફરી ) મારા સ્વામી ક્યાં છે?—ચાલી ગયા?

ભોલા—ગયો?

સર—( જરા વાર રહીને ) દાદાજી! તમે મારા સ્વામીને આશ્રય ન આપ્યો!

ભોલા—દરેક વ્યક્તિનો ધર્મ છે કે ખૂનીને ન્યાયને શરણે સોંપી દેવો. મેં એને અહિંથી નસાડી મૂક્યો. મેં જ્યારે તને એ અધમના હાથમાં સોંપી ત્યારે જ શું મેં મારૂં સર્વસ્વ એને આપી દીધું ન્હોતું? મારૂં હૃદય કાઢીને એને આપ્યું નહોતું?--પણ મારી સરસ્વતીને એણે

લાત મારી—એણે એક સ્ત્રીનું ખૂન કર્યું—નહિ, અહિંયા ખૂનીઓ માટે સ્થાન નથી.

સર—એ ખૂની જો કદિ આપનો પોતાનો પુત્ર હોત !—

ભોલા—તો તેનો પણ આવીજ રીતે ત્યાગ કરી દેત.

## પ્રવેશ ૩ જો.

**સ્થાન:—અદાલત.**

**સમય:—ત્રીજો પહોર.**

**પાત્રો**—જુરી, વકીલ બૅરિસ્ટરો, ન્યાયાધિશ, આરોપી ભગવાનદાસ, પ્રેક્ષકો વિગેરે.

વકીલ—જુરર મહાશયો! આરોપીની વિરૂદ્ધ પ્રમાણ એ છે કે તેને એક મુન્ની નામની વેશ્યા સાથે બોલા ચાલી થઇ; તરતજ પિસ્તોલનો અવાજ ગુંજી રહ્યો. અવાજ સાંભળી આરોપીના નોકર અને પાડોશીઓએ આવી જોયું તો મુન્નીની લોહીથી ખરડાયલી લાશ જમીન પર પડી છે. આરોપીની સ્ત્રી તે સમયે થોડેક દૂર મૂર્છિત દશામાં પડી હતી અને આરોપી પોતે હાથમાં પિસ્તોલ લઇને ઉભો હતો. લોકોની નજર સામે આરોપી પિસ્તોલ ફેંકી નાસી ગયો. આ બધી વાત આરોપીના નોકર તથા પાડોશીઓની જુબાનીથી સિદ્ધ થઇ ચુકી છે. પછી પોલિસને ખબર આપવામાં આવી. પોલિસ જઇ પહોંચી ત્યારે લાશ તે સ્થલે ન્હોતી! એ સમય દરમિયાન કોઇએ લાશને જરૂર ત્યાંથી અદશ્ય કરી દીધી હશે! એ કામ કોણે કર્યું તે બેશક હજુ સાબીત થયું નથી. પણ એટલું માલૂમ પડ્યું છે કે એજ સમયે એક ભાડેની ગાડી એજ ઘર આગળથી મુન્નીના ઘર તરફ ગઇ હતી. દસ દિવસ પછી તેજ લાશ મુન્નીના ઘરના કૂવામાંથી સડેલી હાલતમાં મળી આવી. એ લાશ મુન્નીનીજ છે તેની સાબીતી એ છે કે લાશની આંગળી પર એક વીંટી હતી અને તે પર મુન્નીનું નામ સ્પષ્ટ માલૂમ પડે છે.

આરોપીની સ્રીએ આરોપીની વિરૂદ્ધ જુબાની આપી નથી એ વાત સાચી છે, પણ હિંદુ જાતિની કઇ સતી સ્રી પોતાના સ્વામીની વિરૂદ્ધ ગવાહી આપવા તૈયાર થશે?

ત્યારથી આરોપી નાસતો ફરે છે. એ વાત પણ આબાદ એની વિરૂદ્ધ જાય છે.

પિસ્તોલ આરોપીનીજ છે એ વાત સાબીત કરવામાં આવી છે.

હવે આના કરતાં વધારે સંતોષજનક સાબીતી બીજી શી હોઇ શકે? આ બધા પૂરાવા પર વિચાર કરતાં સ્પષ્ટ કહી શકાય છે કે મુન્નીના ખૂન માટે આ આરોપી જ જવાબદાર છે. જે ઓરડામાં ખૂન થયું હતું ત્યાં તે સમયે આરોપી, તેની સ્રી અને મુન્નીની લાશ શિવાય બીજી કોઇ પણ વ્યક્તિ કોઇએ જોઇએ નથી. એટલે આ ખૂન કાંતો આરોપીએ કર્યું છે અથવા આરોપીની સ્રીએ! પણ શું આરોપીની સ્રી ખૂન કરે તે સંભવિત છે? મુન્ની સાથે આરોપીને ટંટો થયો હતો—આરોપીની સ્રીને નહિ. વળી જો આરોપીની સ્રીએ ખૂન કર્યું હોય તો તે પોતાના પતિના હાથમાં પિસ્તોલ આપીને મૂર્છિત થઇ જાય ખરી? તે ઉપરાંત જો આરોપીની સ્રીએ ખૂન કર્યું હોય તો આરોપી આજ સુધી છૂપે નામે ગમે ત્યાં નાસતો શા માટે ફરે?

આ કારણોને લીધે, જુરર મહાશયો! આ ખૂનના સંબંધમાં જોઇતા પુરાવા મળી ગયા છે. હવે આપ તે પર વિચાર કરી લો. આરોપીના અપરાધના સંબંધમાં કાંઇ યોગ્ય સંદેહ હશે તો તેને નિર્દોષ જાહેર કરવો અને જો ન હોય તો તેનો ગુન્હો સાબીત થયલો ગણવો એવી મારી વિનંતી છે. ખુનના વાંક માટે ફાંસી સુધીની સજા થઇ શકે છે. એ સર્વ વાતોનો વિચાર કરી આપ આપનો અભિપ્રાય વ્યકત કરશો.

( બેસી જાય છે. )

જજ—આરોપી ભગવાનદાસ! તારે કંઇ કહેવું છે?

ભગ—ધર્માવતાર! હું નિરપરાધ છું.

જજ—તે તો તેં પહેલાથીજ કહ્યું છે. બીજું કંઇ કહેવું છે?

ભગ—ધર્માવતાર! જો મારાથી ગુન્હો થયોજ હોય તો પણ મને ફાંસીની સજા ન કરશો. હું હજુ યુવાન છું. દુનિયા હજુ સુધી મારે મન નવી ચીજ છે. હજુ સંસારમાં મને આશા છે, દેહમાં શક્તિ છે, મનમાં બલ છે. હું પાપી છું. પાપનું પ્રાયશ્ચિત કરવાનો મને સમય આપો. મોતથી હું બહુ ડરૂં છું.

જજ—આવી જાતની પ્રાર્થના અદાલતમાં કરવી વ્યર્થ છે. ન્યાય તરવારના જેવો તેજસ્વી, કઠિન અને નિર્મલ છે. તમે જો નિર્દોષ હશો તો તે તમને અડકશે પણ નહિ-પણ ઉલટું સન્માન કરશે. પણ જો તમે ગુનેહગાર હશો તો તે રાક્ષસ સમો કઠોર છે-જરા પણ દયા નહિ બતાવી શકે. પુરાવાના સંબંધમાં તમારે કંઇ કહેવું છે?

ભગ—મેં ખૂન કર્યું નથી.

જજ—તો કોણે કર્યું?

ભગ—મારી સ્ત્રીએ. (ભગવાનદાસે જાણે આકાશ વાણી સાંભળી; સાવધાન!) આ શું? આ કોનો અવાજ છે? ઇશ્વર! પ્રભુ! મને બચાવ-બચાવ. (ફરી સાવધાન શબ્દ સંભળાય છે) નહિ, નહિ. નિરપરાધી સતીને હું નાહક નહિ ફસાવું. નહિ. ધર્માવતાર! મારી સ્ત્રીએ ખૂન કર્યું નથી-પણ-પણ-મોતથી હું બહુ ડરૂં છું-મોતથી હું બહુ ડરૂં છું-મેં ખૂન કર્યું નથી.

જજ—ત્યારે કોણે ખુન કર્યું? સાચું કહો. કોણે ખૂન કર્યું?

ભગ—મારી સ્ત્રી—

(પ્રેક્ષકોની ભીડમાંથી સરસ્વતી ધસી આવે છે.)

સર—સત્ય છે ધર્માવતાર! મેં ખુન કર્યું છે. મારા સ્વામી નિર્દોષ છે.

જજ—તમે કોણ છો!

સર—હું આરોપીની સ્ત્રી છું.

બધા લોકો—આરોપીની સ્ત્રી!

સર—મુન્ની મારા સ્વામીની દાસી હતી. મેં તેને અદેખાઇના આવેશમાં મારી નાખી. ખૂન કરતાં જ હું બેહોશ થઇ નીચે પડી ગઇ. મને લાગે છે કે તે સમયે મારા સ્વામીએ છૂપાવી દેવા માટે પિસ્તોલ ઉઠાવી લીધી હશે.

( વકીલ માથું હલાવે છે. )

સર—વકીલ સાહેબ! મારી વાત પર અવિશ્વાસ લાવવાનું કારણ શું છે? આપની જ દલીલ છે કે કાં તો આરોપીએ ખૂન કર્યું છે, કાંતો તેની સ્ત્રીએ! મારા સ્વામી ના પાડી રહ્યા છે. હું મારો ગુન્હો કબૂલું છું.

જજ—અત્યાર સુધી આ એકરાર તમે કેમ ન કર્યો?

સર—ભયને લીધે. પણ જ્યારે મેં જોયું કે એક નિર્દોષ ફાંસીએ લટકે છે ત્યારે મારાથી ચુપ ન રહી શકાયું.

જજ—( વકીલને ) આપ શું કહો છો?

વકીલ—મને લાગે છે કે આ કેસમાં બારીક તપાસ થવી જોઇએ કેમકે આરોપી ગુન્હાનો ઇનકાર કરે છે અને આ સ્ત્રી તેને પુષ્ટિ આપે છે.

જજ—ઠીક છે. કર્મચારી! આ સમયે આ સ્ત્રીને ગીરફ્તાર કરો.

કર્મચારી—જેવી આજ્ઞા! ( સરસ્વતીને ) આપના એકરાર પ્રમાણે હું આપને ગિરફતાર કરૂં છું.

સર—કરો.

( સરસ્વતી બેડી પહેરવા માટે હાથ લંબાવે છે. તે સમયે ગર્વથી તેનું મસ્તક ઉંચું જ રહે છે. મસ્તક પરથી વસ્ત્ર ખસી જાય છે. સર્વ તેના તરફ પૂજ્ય ભાવ અને આશ્ચર્યથી જોઇ રહે છે. )

---

# પ્રવેશ ૪ થો.

સ્થાનઃ—ભોલાનાથનું ઘર.

સમયઃ—સ્હવાર.

પાત્રોઃ—ભોલાનાથ, પ્રેમશંકર, દીનાનાથ વિગેર.

ભોલા—રૂપિયા જોઇએ. ગમે તેમ કરો–પણ રૂપિયા જોઇએ.

પ્રેમ—તે તો હું પણ જાણું છું, પણ રૂપિયા લાવવા ક્યાંથી? જ્યારે હતા ત્યારે તો બન્ને હાથે લૂટાવી દીધા.

ભોલા—લૂટાવી તો દીધા–સાચી વાત છે–પણ રૂપિયા જોઇએ.

પ્રેમ—જેણે માગ્યા તેને આપે આપ્યા–ફરી પાછા લીધા નહિ. આને પિતાનું ગયા શ્રાદ્ધ સારવું છે, બીજાને પુત્રીના લગ્ન કરવા છે, કોઇને માગનારના પંઝામાંથી છૂટવું છે–એ બધાની આફતો તમે તમારે માથે લઇ લીધી હતી–પણ હવે?

ભોલા—હવે મારા પર આફત આવી છે ત્યારે શું એ લોકો મને સહાય નહિ કરે? મારા દુઃખમાં ભાગ નહિ લે?

દીના—તમે મનુષ્યને નથી પીછાનતા ભોલાનાથ! મનુષ્ય પાસેથી ઉપકારના બદલાની આશા રાખવી વ્યર્થ છે!

ભોલા—જ્યારે ઉપકાર કર્યો ત્યારે બદલાની આશા રાખી ન્હોતી. આજે–પહેલીવાર એ ખ્યાલ આવ્યો છે! શું મને કોઇ સહાય નહિ કરે? આ આફતમાં મને કોઇ ૧૦૦૦૦ રૂપિયા ઉધાર નહિ આપે!

પ્રેમી—માગી જુઓ ને!

ભોલા—વાત શું કરો છો પ્રેમશંકર! શું જગતમાં પ્રત્યુપકાર નથી? ઉપકારનો બદલો—

દીનાનાથ—ગાળગલોચ–નિંદા–બસ એટલાથી જ પતી જાય તો ગનીમત સમજો!

ભોલા—કેમ?

દીના—મનુષ્ય અધમ છે! જેટલા આપો તેટલા તે માગે છે!

જેટલો ઉપકાર કર્યો તેટલો જ પાછો કરવાને તે તમને બંધાયલા ગણે છે અને જ્યારે કંઇ ન કરી શકો ત્યારે ગાળ દે છે !

ભોલા—મનુષ્યો આટલા નીચ છે ! નહિ, નહિ ! એમ ન હોઇ શકે ! એમ ન બની શકે !

પ્રેમ—આ જુઓ ! તમારા ઉપકાર નીચે દબાયલા મનુષ્યોમાંનો એક છાતી કાઢી ચાલ્યો જાય છે ! એને બોલાવું ! જરા માગી તો જુઓ ! એ કામતાપ્રસાદ !

કામતા—( રસ્તામાંથી ) શું છે ?

પ્રેમ—જરા અહિં આવો તો !

કામતા—બહુ અગત્યના કામે જાઉં છું.

પ્રેમ—એક બે મિનીટ આવી જાઓ ને !

કામતા—આહ !

દીના—એ આવે છે ! પણ એના મ્હોનો ભાવ તો જરા જુઓ !

( કામતાપ્રસાદ આવે છે. )

કામતા—શું કામ છે ? મને ફુરશદ નથી !

પ્રેમ—ચાહો તો ફૂરશદ મળે—ન ચાહો તો નહિ. એક વખત તમે અહિં આખો દિવસ પડી રહેતા.

ભોલા—ખરેખર ફૂરશદ નથી ?

કામતા—જી. નહિ.

ભોલા—ખરેખર ?

કામતા—ખરેખર.

ભોલા—ઠીક જાઓ.

( કામતાપ્રસાદ જવા ચાહે છે. )

પ્રેમ—સબુર ! તમારો વધુ વખત નહિ લઉં. તમે દાદાજી પાસે પાંચ હજાર રૂપિયા ઉધાર લીધા હતા તે યાદ છે ?

કામતા—ક્યારે ?—કંઇ યાદ નથી.

પ્રેમ—પણ તમે રૂપિયા લીધા'તા.

કામતા—કંઇ લખાણ છે?

પ્રેમ—નથી! ભોળા દાદાજીએ લખાણ કરાવ્યું નથી. તોપણ તમે રૂપિયા લીધા હતા.

કામતા—કોઇ જન્મે પણ નહિ.

પ્રેમ—અજી, આ જન્મમાં!

કામતા—નહિ–મને હમણાં વખત નથી, (જવા ચાહે છે)

ભોલા—તમારા પર મારૂં કંઇ લ્હેણું નથી ભાઇ! મારે તમારૂં દેવું છે!

કામતા—(પાછા ફરી) એ બનવા જોગ છે–એ બનવા જોગ છે. કેટલા રૂપિયા છે?–કામના દબાણમાં યાદ પણ નથી–કેટલા રૂપિયા છે?

ભોલા—તે તો મને ખબર નથી. પણ એટલું જાણું છું કે મનુષ્ય એક બીજાના ઋણી છે. ભાઇ! કોઇ એ ઋણનો સ્વીકાર કરે છે–કોઇ ઇનકાર કરે છે. મારૂં તમારા પર કંઇ લ્હેણું નથી. ભાઇ! પણ આ સમયે તમે મને આપો તો હું દાન દીધું માનીશ! મને દાન કરો–દાન કરો. મારા પર ભારી આફત આવી પડી છે.

કામતા—મને હમણા ફૂરશદ નથી. જાઉં છું. (જાય છે.)

દીના—કેમ ભોલાનાથ! શું વિચાર કરો છો?

ભોલા—ભવાનીપ્રસાદ! અજી ભવાનીપ્રસાદ!

દીના—ભવાનીપ્રસાદ શું કરશે?

પ્રેમ—આ જુઓ, શ્યામલાલ જાય છે.

ભોલા—શ્યામલાલ કોણ?

પ્રેમ—જેને છોકરીના લગ્ન માટે તમે પાંચ હજાર રૂપિયા આપ્યા હતા. બાબુ શ્યામલાલ! ઓ બાબુ શ્યામલાલ!–ચાલી ગયો. જવાબ પણ ન દીધો. જાણે એ આપને ઓળખતો જ નથી? હવે એ આપની પાસે કદિ પણ આવશે નહિ.

ભોલા—કેમ? હું કોઇ હડકાયો કુતરો છું કે? લોકો મારી પાસે આવતા આટલા ડરે છે કેમ?—

દીના—કાં તો તેઓ પોતાના ઉપકારકને ઓળખી શકતા નથી, યાતો આંખે દેખી શકતા નથી.

પ્રેમ—આ રામનાથ જાય છે! રામનાથ! ઓ રામનાથ!

રામ—કેમ?

પ્રેમ—જરા અહિં આવો ને!

રામ—આવું છું.

ભોલા—આ તો બોલાવતાં વાર આવે છે! મનુષ્ય કંઇ એટલો બધો ખરાબ હોય ખરો! એક બે જણ ખરાબ હોય! જુઓ, એ આવે છે.

પ્રેમ—કંઇ સમજાતું નથી. માગનારની ડીક્રીથી બચાવવાને તમે એને ૧૫૦૦૦ રૂપિયા આપ્યા હતા.

ભોલા—એ મારી બહેનનો જમાઇ છે.

દીના—વારૂ. હવે એ જમાઇરાજને જોઇ લઇએ.

(રામનાથ આવે છે.)

ભોલા—આવો બાઇ!

રામ—બાબુ જી! આ કંઇ ઠીક કહેવાય? બુઢાપામાં આવી બદનામી? હું પોતે જ તમને એ કહેવા આવતો હતો. આવી બદનામી! એક વેશ્યાને આટલા બધા રૂપિયા તમે આપી દીધા અને કાલે મેં છોકરીના લગ્ન માટે પાંચ હજાર મગાવ્યા તો તમે કહેવડાવ્યું કે નથી! હું તમારી બહેનનો જમાઇ છું—જરા વિચાર તો કરવો હતો!

દીના—તમે એમનું માથું ખરીદી લીધું છે. ચઢો માથાપર!

ભોલા—નહિ. નહિ. સાંભળો બાઇ! મને જ હમણાં પૈસાની જરૂર છે. પછી ક્યાંથી આપું?

રામ—મને આપવાને ન મળ્યા પણ પેલી રાંડને ગમે તેટલા આપી શકો છો! વાત તો મઝાની કરો છો—

ભોલા—વેશ્યાને!—

રામ—વધારે બોલાવો છો શા માટે? ધૂર્ત, શરાબી, લંપટ—

પ્રેમ—ચુપ રહે, ઉલ્લુ! (જઈને ગરદન પકડે છે

ભોલા—અરે! આ શું કરો છો?

પ્રેમ—નીકળ અહિંથી.

રામ—આ ચાલ્યો! કોણ સાળો આ ઘરમાં આવવાને તલપી રહ્યો છે! (જાય છે)

દીન—અરે બાપરે! આ તો ભીષ્મ પ્રતિજ્ઞા લેનારો છે!

ભોલા—આ શું? તો શું ખરેખર મનુષ્યો આટલા કૃતઘ્ન બની શકે છે? આ વાતની-આ વાતની તો મને કદિ કલ્પના પણ આવી ન્હોતી. ભવાનીપ્રસાદ! એક......નહિ, કંઇ સમજાતું નથી, કંઇ સમજાતું નથી. મગજ ઘુમી રહ્યું છે. આંખે અંધારા આવે છે. ઇશ્વર! રૂપિયા ન મળે, ભૂખે મરૂં, સરસ્વતી ફાંસીને લાકડે લટકી જાય-તોપણ મનુષ્ય પર-તારા પર મારો વિશ્વાસ અચલ રાખ!

દીના—ભોલાનાથ! હું રૂપિયાની સગવડ કરવા જાઉં છું. તમે નિશ્ચિંત રહો.

ભોલા—આ શું છે? આકાશમાં તારાઓ હાલી રહ્યા છે?-જાણે એમણે દારૂ પીધો હોયની! પૃથ્વી પગની નીચેથી ચાલી જતી જણાય છે! ચંદ્રમા અગ્નિ વર્ષાવી રહ્યો છે. પવન એક જગ્યાએ સ્થિર થઇ પસીનો લૂછી રહ્યો છે. દીનાનાથ! મને સંભાળો. હું પડી જઇશ.

દીના—ધીરજ ન છોડો. હું રૂપિયાની સગવડ કરૂં છું. ગમે ત્યાંથી લાવું છું.

ભોલા—લાવો છો! લાવો છો! લઇ આવો! ભીખ માગીને,

ચોરી કરીને, ગમે તે રીતે લઇ આવો! સરસ્વતી બચી જાય પછી પ્રલય થઇ જાય તો પણ ફિકર નહિ! તેની મને પરવા નથી.

દીના—ભોલાનાથ! શોકથી પાગલ ન થઇ જશો.

ભોલા—નહિ, નહિ. પાગલ નહિ થઇ જાઉં. હજુ સુધી સરસ્વતી જેલમાં સડે છે. એ સોનાની પ્રતિમા, સાક્ષાત ઉષા, માખણથી પણ મુલાયમ મારી પુત્રી જેલમાં સડે છે! એ સતી, એ યોગિની, એ દુઃખીણી, એ આનન્દમયી, એ સુન્દરી, એ દેવી, મારી પૌત્રી મોતના મ્હોમાં જાય છે! મારા શરીરની શક્તિ, મારી આંખોની જ્યોતિ, મારા જીવનનું સુખ, મારૂં પરલોકનું સ્વર્ગ, આ લોકનું સર્વસ્વ, મારા પ્રાણથી પણ પ્યારી પૌત્રી મને છોડીને ચાલી જાય છે–પણ હું જવા દઇશ નહિ. રૂપિયા જોઇએ. સમજ્યા દીનાનાથ? રૂપિયા જોઇએ.

દીના—હું હમણાંજ જાઉં છું. ગમે ત્યાંથી ગમે તે રીતે રૂપિયા લઇ આવું છું. તમે નિશ્ચિત રહો.

( જાય છે. )

ભોલા—નિશ્ચિંત રહું? હા–ચિંતા શી છે? શું દશ હજાર રૂપિયા કોઇ નહિ ધીરે? સંસારમાં કંઇ બધાજ કૃતઘ્ન હોય ખરા?–અરે! હું તમને મારૂં સર્વસ્વ આપીને, જાતે કંગાળ બની, ભીખારી ફકીર બની, આંગણે આંગણે રોતો ફરૂં છું!–દયા નથી? કૃતજ્ઞતા પણ નથી? નહિ–એવું તે કદિ બની શકે? આ તારાઓ પુનઃ સ્થિર, શાન્ત અને જ્યોતિર્મય દેખાય છે. પુનઃ સ્નિગ્ધ પવન ડોલવા લાગ્યો છે. આ શુભ્ર ચંદની શસ્ય શ્યામલ ધરતીને વ્હાલથી વળગી પડી છે!–નહિ–નહિ–એમ તે કંઇ બની શકે? પૃથ્વી આટલી સુન્દર છે–તો પછી પ્રભુની પ્રતિકૃતિ રૂપ મનુષ્યો શું એટલા કુત્સિત થઇ શકે? શું મનુષ્યો એટલા નીચ હોઇ શકે? નહિ–હું એ માનતો નથી–માનીશ પણ નહિ.

( ગૌરીનાથ આવે છે. )

ભોલા—આ લો—ગૌરીનાથ આવી પહોંચ્યા! ગૌરીનાથ! મને દશ હજાર રૂપિયા ધીરશો?

ગૌરી—હું?–પૈસા ધીરૂં? તમને? તમે શું કહો છો?

ભોલા—કેમ! કેમ! તમે મારી જમીનદારી લીલાંઉ પર ચઢાવી ખરીદી લીધી છે. તમે મને મોહતાજ ફકીર બનાવી દીધો છે. નહિ, નહિ, તમે કંઇ કર્યું નથી. મેં જાતેજ મારી આવી દશા કરી છે. સર્વસ્વ આપીને–નહિ–મેં કોઇને કંઇ આપ્યું નથી. ફકત બીજાનું લીધું છે–લૂંટયું છે! કોઇનો દોષ નથી. દોષ મારો છે. આટલો વિશ્વાસ, આટલો સ્નેહ, આટલો–નહિ. કયાં? મેં કોઇ પર પ્રેમ રાખ્યો નથી–કોઇ પર ઉપકાર કર્યો નથી. ફકત દગાબાજી, જુઆ· ચોરી અને ખૂન કરતો ફર્યો છું. મને દશ હજાર રૂપિયા આપો.

ગૌરી—હું આપને રૂપિયા આપું! આપ તો મોટા જમીનદાર છો–મહાન દાતા છો. આપ મોટા માણુસ છો. અમે બધા ગરિબ છીએ.

ભોલા—નહિ. કોણે કહ્યું? ગરિબ હું છું, નીચ હું છું, તિરસ્કારને લાયક પાપી હું છું. તમે બધા ધર્મિષ્ઠ છો, પૂણ્યાત્મા છો, દેવતા છો. રૂપિયા ધીરો! હું એક મહિનામાં પાછા આપીશ.

ગૌરી—એની જામીનગીરી શી?

ભોલા—હું મારી જમીનદારી ગીરો મૂકું છું.

ગૌરી—બધી મીલકત?

ભોલા—મારૂં જે કંઇ છે તે બધું! મારી જમીનદારી, મારૂં ધર, મારો આલોક, મારો પરલોક–બધું લઇ લો! મને દશ હજાર રૂપિયા આપો. હું મારી સરસ્વતીને બચાવવા ચાહું છું. મારૂં બધું ભલે જાય–પણ એ બચે–એ બચે!

ગૌરી—મુનશીજી! દસ્તાવેજ આપો તો! દાદાજી, સહી કરો!–દાદાજી! આપની આફતની વાત સાંભળીને હું દસ્તાવેજ લઇને જ આવ્યો છું. આપને મારે જ સહાય કરવી પડશે તે હું જાણુતો હતો.

તેથી દસ્તાવેજનો લેખ પણ લઇ આવ્યો છું. આપે મને એક વાર સહાય કરી હતી–જાતે રૂપિયા લઇ ઘેર બેઠા આપવા આવ્યા હતા ! હું એ ઉપકાર ભૂલ્યો નથી.

ભોલા—તમારો જય થાઓ.

ગૌરી—મુનશીજી—

( મુનશી દસ્તાવેજ આપે છે. )

ગૌરી—સહી કરો દાદાજી !

ભોલા—ક્યાં સહી કરૂં ?

ગૌરી—આ જગ્યાએ.

ભોલા—લો. ( સહી કરે છે. )

ગૌરી—બરાબર છે. ( દસ્તાવેજ ખીશામાં મૂકે છે. )

ભોલા—રૂપિયા ?

ગૌરી—ઘેર જઇને મોકલું છું.

ભોલા—પ્રભુ તમારૂં કલ્યાણ કરે ! હું દીનાનાથને કહેતો'તો કે મનુષ્યો આટલા કૃતઘ્ન હોય જ નહિ !–પુનઃ મનુષ્યો પર મને વિશ્વાસ આવ્યો ! મારો પ્રાણ બચ્યો ! તમારો જય થાઓ, ગૌરીનાથ !...... અને સરસ્વતી ! હવે તને બચાવીશ. હું સાબીતી સાથે દુનિયાને બતાવી દઇશ કે તું કેવી મહાન સતી છે–કેવી મોટી મિથ્યાવાદિની છે ! તું દુનિયાની આંખમાં ધૂળ નાખી શકશે, પણ મારી આંખમાં નહિ નાખી શકે. તું મને છોડી જશે–પણ હું તને જવા દઇશ નહિ.

( જાય છે. )

ગૌરી—સમજ્યા મુનશીજી !

મુનશી—જી હા. સમજી ગયો.

( કામતાપ્રસાદ અને રામનાથ આવે છે. )

ગૌરી—તમે આવ્યા ? જરા સહી કરોને ?

કામતા—સહી ? શાની ?

ગૌરી—આ જુઓ! સાક્ષીની સહી કરો.

કામતા ( વાંચીને )–ઓ! રૂપિયા આપ્યા?

ગૌરી—રૂપિયા આપ્યા વિના કોઇ સહી કરી આપે ખરૂં? એની સહી જોતા નથી?

કામતા—આહ! સમજી ગયો! ખુબ કરી! લાવો, કલમ લાવો.

( સહી કરે છે. )

ગૌરી—રામનાથ! તમે પણ સહી કરો.

રામ—શું કહો છો કામતાપ્રસાદ!

કામતા—કાંઇ હરકત નથી. સહી કરી આપો.

[ રામનાથ સહી કરે છે. ]

રામ—પણ રજીસ્ટર કરતી વખતે?

ગૌરી—તમે સાક્ષી છો ને?

કામતા—જીવતા રહો! તમે પૂરા બદમાશ છો અને પેલો બુઢ્ઢો એકદમ મૂર્ખ છે!

[ ત્રણે જણ મુનશી સાથે ખડખડ હસે છે. ]

---

## પ્રવેશ ૫ મો.

**સ્થાનઃ**—ફાંસીનો માચડો.

**સમયઃ**—પ્રાતઃકાળ.

**પાત્રોઃ**—સરસ્વતી જેલર વિગેરે.

( બેડી સાથે સરસ્વતી ઉભી છે, સામે જેલર ઉભો છે. )

સર—હજુ કેટલી વાર છે, જેલર સાહેબ?

જેલર—લગભગ અરધો કલાક! સીવીલ સર્જન હજુ આવ્યા નથી–ઉપર શું જોઇ રહ્યાં છો, મૈયા?

સર—એક વાર, છેલ્લી વાર, પૃથ્વીને જોઇ લઉં છું. કેવું સુંદર સ્વચ્છ આકાશ છે? કેવો નીલો રંગ છે? સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી છે. પક્ષીઓ પણ બોલતાં નથી. હજુ સુધી જાગ્યાં લાગતાં નથી. આ સૂર્ય નારાયણ નીકળી રહ્યા છે–ખરૂં?

જેલર—હા. મા!

સર—કેવી સુન્દર છે આ પૃથ્વી? પહેલાં તો મને એ કદિ પણ આટલી સુન્દર લાગી ન્હોતી! આજે એને છોડી જાઉં છું તેથી કદાચ આટલી સુન્દર જણાતી હશે!–હું હમ્મેશાં આ સૌન્દર્યનો ઉપભોગ કરી શકત! ત્રિભુવનેશ્વર! હું મોક્ષ નથી ચાહતી. હું પુનઃ આ સુન્દર જગતમાં જન્મ લેવા માગું છું. હું પુનઃ સૂર્યોદય જોવા માગું છું, પક્ષીઓનો કિલકિલાટ સાંભળવા માંગું છું, સુવાસિત મલય પવનની લહરમાં ડોલવા માગું છું, પુનઃ પ્યાર કરવા માગું છું. તે સમયે આવીને જીવનની મઝા ચાખી લઇશ. આ જન્મ નિષ્ફલ ગયો–એની મઝા લૂંટી શકી નહિ! જેલર સાહેબ! મરવા પહેલાં એક વાર મારા દાદાજીને મળવા માગું છું. એ નથી આવ્યા?

જેલર—નહિ. મૈયા!

સર—આહ! હું એમને એટલુંય ન કહી શકી કે હું તેમને કેટલા ચાહતી હતી! અમે બન્ને–પૌત્રી અને દાદા–એક બીજાને અત્યંત ચાહતાં હતાં. જેલર સાહેબ! કદાચ એવી રીતે આ જગતમાં કોઇએ કોઇને નહિ ચાહ્યા હોય! સામે બેસી તે એકી ટસે મારી તરફ જોઇ રહેતા ને હું તેમના મ્હો તરફ જોઇ રહેતી! એ મને છાતી સરસી ચાંપી લેતા ત્યારે એ આનંદમાં હું આખી દુનિયાને ભૂલી જતી. ઓહ! એમને છોડીને જવું પડશે, જેલર સાહેબ!

જેલર—શું કરૂં મૈયા? કાંઈ ઉપાય નથી.

સર—નહિ ઉપાય નથી. મેં ખૂન કર્યું છે.

જેલર—તમે ખૂન કર્યું નથી. હું કસમ પૂર્વક કહી શકું છું મૈયા!

સર—મારા સ્વામી આવે છે. જરા મારી બેડી ખોલી ન દો? જેલર સાહેબ?

[ જેલર બેડી ખોલે છે અને દ્વાર પાસે જઈ ઉભો રહે છે. ]

[ ભગવાનદાસનો પ્રવેશ ]

સર—આવો, મેં અંતિમ મુલાકાત માટે તમને એકવાર બોલાવ્યા હતા—ચરણની રજ આપો ( ચરણની ધૂળ મસ્તક પર લગાવે છે. ) હું હમ્મેશને માટે વિદાય થાઉં છું. વિદાય કરો.

ભગ—સરસ્વતી! તેં આવું કેમ કર્યું ?

સર—( હસીને ) શું ?

ભગ—જૂઠું બોલીને નાહક ખૂનનો ગુન્હો તેં તારાપર કેમ વ્હોરી લીધો ?

સર—કેમ વ્હોરી લીધો તે જાણતા નથી ?

ભગ—આ નરાધમને બચાવવા માટે ? મારૂં આ નિન્દિત કલુષિત જીવન જગતનું શું કલ્યાણ કરશે, સરસ્વતી ?

સર—જગતના કલ્યાણ માટે મેં એ કામ નથી કર્યું—મારા કલ્યાણ માટે કર્યું છે.

ભગ—તારૂં એમાં શું કલ્યાણ થયું ?

સર—સુખ મળ્યું. ગળામાં ફાંસી પડશે પણ આ ફાંસીના જેવું સુખ પેલી ફાંસીમાં ન મળત! હું એક કર્ત્તવ્ય કરતી મરૂં છું.

ભગ—પ્રાણને ભોગે સુખ ?

સર—અનહદ સુખ! બધાય મરે છે. કોઇ ડુબીને મરે છે, કોઇ બળીને મરે છે, કોઇ સાપના ડંખથી મરે છે અને ઘણા લોકો રોગમાં દુઃખ ભોગવી મરે છે. મરવું તો એકવાર બધાને જ છે. બે દિવસ પહેલા યા બે દિવસ પછી! પણ બ્હી બ્હીને મરવા કરતાં હસતાં હસતાં મૃત્યુને ગળે વળગાડી લેવામાં શું અધિક સુખ નથી ?

ભગ—પણ સંસારના ભોગ છોડી સદાને માટે અહિંથી ચાલી જવું ? મને બહુ ભય લાગે છે—બહુ ભય લાગે છે.

સર—એટલો ભય લાગે છે તેમાં તો મૃત્યુનો જય છે! પણ જો હું ન ડરૂં તો બસ મૃત્યુંજયિની થઇ ગઇ! એ શું ઓછા કલ્યાણની વાત છે ?

ભગ—મરવાથી તું ખરેખર નથી ડરતી ?

સર—નહિ–( દમામથી ) મેં દાદાજીને મ્હોડે સાંભળ્યું છે કે જ્યારે યુદ્ધનાં વાજાં વાગે છે ત્યારે યોદ્ધાઓ સ્થિર રહી શકતા નથી; નાચતા કુદતા તરવાર અને બંદૂકના મારામાં કૂદી પડે છે. મેં આજે કર્ત્તવ્યના ડંકાનું ગંભીર આવાહન સાંભળ્યું છે. તે સાંભળીને હું ઉંચે મસ્તકે, નિઃશંક ચિત્તે, વિજયગર્વ સહિત મરવા જાઉં છું !

ભગ—શું ? ક્યાં જાય છે ?

સર—તે તો નથી જાણતી. જો બધું આજ જગતમાં સમાપ્ત થઇ જતું હોય, પરલોક નહિ હોય, તો તો કંઇ દુઃખ નથી. પરલોકમાં હુંજ ન હોઉં તો દુઃખ કોને પડવાનું હતું ?

ભગ—પણ જો પરલોક હોય તો ?

સર—તો તે આ લોક કરતાં તો ખરાબ નજ હોય. આ જન્મની પે તે જન્મ પણ સુખ દુઃખથી ભર્યો તો હશે. છતાં બુદ્ધિ અનુસાર હું જો મારૂં કર્ત્તવ્ય કરી જાઉં તો એ તો ધ્રુવ સત્ય છે કે તેનું પરિણામ કદિ પણ બહુ ખરાબ ન આવી શકે. મને વિશ્વાસ છે કે પરલોક છે. પછી તે આ દુનિયામાં હો અગર કોઇ બીજી દુનિયામાં ! પણ છે. આ બુદ્ધિ, આ વિવેક, આ અનુભવ–આટલા મોટા આયોજનની શું આ જગ્યાએ–આ પચીસ ત્રીસ વર્ષોમાં સમાપ્તિ થઇ જશે ? નહિ. એ આકાંક્ષા જરૂર રક્ત માંસમાં અસ્થિમજ્જાથી આવૃત્ત થઇ પુનઃ મૂર્તિમતી થઇ પાછી આવશે ! આ સોનેરી રંગથી રંગિત નીલ આકાશ તરફ આંખ ફેરવો, આ હાસ્યમયી ધરતી તરફ જુઓ, આ પક્ષીઓનો કલરવ સુણો, આ ગાયનો ગંભીર અવાજ સાંભળો, આ મનુષ્યોનો સ્વર્ગિય કંઠ ધ્વનિ સાંભળો–આ અનુપમ સૃષ્ટિની અપૂર્વ સૃશૃંખલાનો જરા વિચાર કરી જુઓ ! એ બધું શું બચ્ચાની રમત છે ? એ શું પાગલનો પ્રલાપ છે ? મદોન્મત્ત બ્રહ્માંડ પતિનું અટ્ટહાસ્ય છે ? નહિ. એનું પરિણામ સૌથી મહાનમાં મહાન

અવશ્ય હોવુંજ જોઇએ! નહિ. સ્વામી! મરવાથી હું બિલકુલ ડરતી નથી. બસ, મને આજ્ઞા આપો.

ભગ—સરસ્વતી! તે પહેલાં મને ક્ષમા કરી જા.

સર—શાને માટે?

ભગ—મેં તને ગાળો દીધી છે, મારી છે અને અંતે તારા મોતનું કારણ હુંજ બન્યો છું.

સર—(હસીને) ઠીક–પણ હવે સુધરવાનો પ્રયત્ન કરો. તમારાજ કલ્યાણ માટે કહું છું. નહિ તો યાદ રાખો, તમારૂં ભવિષ્ય બહુ ભીષણ છે! ચાલો હવે આજ્ઞા દો.

ભગ—પ્રભુ! હવે એકવાર તક આપ, સરસ્વતીને બચાવ, મને બચાવ. પુનઃ સંસાર ચલાવું. મારી માને પાછી આપ–પૂજા કરૂં. સ્ત્રીને પાછી આપ–એને ચાહું–એનું સન્માન રાખું.

સર—બીજા જન્મમાં આવીને જોઇશ કે તમે કેટલા ચાહો છો અને આદર કરો છો! હવે જાઓ. હું મરવાને માટે તૈયાર છું.

(ભગવાનદાસ જવા ચાહે છે.)

સર—ઉભા રહો. એકવાર પુનઃ ચરણોની રજા લેવા દો. (ચરણ સ્પર્શે છે.) જાઓ.

(ભગવાનદાસ જાય છે.)

જેલર—તમે ખૂન નથી કર્યું બૈયા! હું જાણું છું.

સર—કંઇ જાણતા નથી સાહેબ! એમ હોય તો મને ફાંસીની સજા શામાટે થાય

જેલર—તમારી પહેલાં પણ અનેક નિરપરાધીઓ ફાંસીએ લટકી ચૂક્યા છે! મનુષ્યનો ન્યાય પૂર્ણ નિર્મલ શી રીતે હોય બૈયા?–લો, તમારા દાદાજી આવે છે.

(પ્રેમશંકર, દીનાનાથ અને ભોલાનાથનો પ્રવેશ)

ભોલા—આજ મારા સ્નેહની પ્રતિમા!

સર—દાદાજી! દાદાજી! (છાતીએ લગાવી રૂએ છે.)

ભોલા—બચાવી ન શક્યો બેટી! તને ન બચાવી શક્યો. મારે બુઢાપામાં છેવટે તારી આવી હાલત જોઇને મરવું પડશે એવો કદિ સ્વપ્નમાં પણ વિચાર આવ્યો ન્હોતો! શું આટલા માટે આટલા દિવસ જીવતો રહ્યો છું, પ્રભુ? મારા પ્રાણની પ્રાણ—આત્માની આત્મા આ નિર્દોષ દીકરીને ફાંસીપર જોવા માટે શું હું જીવતો રહ્યો છું?

સર—દાદાજી! આ તમે શું બોલો છો? મેં ખૂન કર્યું છે.

ભોલા—નહિ બેટી! તેં ખૂન નથી કર્યું. તારાથી એવું કામ થઇજ ન શકે! હું જાણું છું, મારો અંતરાત્મા જાણે છે, ઇશ્વર જાણે છે—તેં ખૂન નથી કર્યું. તારાથી ખૂન થઇજ ન શકે. સતીને પેટ તું જન્મી છે, સતી સાવિત્રીના દેશમાં તારો નિવાસ છે—તું ખૂન કરે? અરે! આજે જો તે પ્રાચીન ગૌરવશીલ દિવસ હોત, ન્યાયનો યુગ નહિ પણ અગ્નિપરિક્ષાનો યુગ હોત તો હું છાતી ઠોકીને કહું છું કે તું સીતા દેવીની પેઠે તારા પુણ્યની જ્યોતિથી અગ્નિની જ્વાલાને મલિન કરીને અગ્નિમાંથી હસતી હસતી બહાર ચાલી આવત. પણ શું કરૂં બેટી? આજે કાનૂનનો યુગ છે, ઇજલાસનો યુગ છે, ગવાહીનો યુગ છે, જીરહનો યુગ છે.

સર—હું એકરાર કરૂં છું. પછી એ લોકો શું કરે?

ભોલા—શું કરે? તેમણે ફક્ત આ ચન્દ્રમુખ તરફજ જોવાનું હતું—બીજું કંઇ કરવાનું ન્હોતું. સાક્ષી મળવાથી શું સિદ્ધ થઇ જાય કે ચન્દ્રમા બાળે છે, અગ્નિ શીતલ કરે છે, વાયુ સ્થિર છે, પર્વત ચંચલ છે, બાલક પિશાચ છે, માતા રાક્ષસી છે! આ શાંત સજલ નેત્રોમાં ઝેર હોઇ શકે? આ મૃદુ હાસ્યની નીચે છૂરી છૂપાઇ શકે? એ લોકો મૂર્ખ છે, આંધળા છે.

સર—જે થવાનું તે થઇ ગયું દાદાજી! હવે વિદાય માગું છું.

ભોલા—સ્વામીને મૃત્યુથી બચાવવા માટે તું આજે ફાંસીની જયમાલા પહેરે છે! પૃથ્વી આજે પોતાનું શ્રેષ્ઠ રત્ન સ્વર્ગને આપી

કૃતાર્થ થશે, ધન્ય થશે! અને-હું-હું-હું-ઓહ! બળી રહ્યો છું-ખાખ થઇ રહ્યો છું!

જેલર—ડાક્ટર સાહેબ આવે છે.

સર—ત્યારે હવે મારે જવાનો સમય થઇ ગયો. રજા આપો દાદાજી! દુઃખી ન થાઓ. એકવાર આમ વિખૂટાં પડવુંજ પડત! મને તમે જે પ્રેમ અર્પણ કર્યો હતો તેને આજે પુનઃ લઇ લઈ આખા વિશ્વને વહેંચી દો–પૃથ્વી તેથી બલવતી થશે. તમારા અપાર કર્તવ્યજ્ઞાન અને સ્નેહની સાથે અતુલ સહનશીલતા મેળવી લઇ જગતને વિસ્મિત કરી દો! રજા આપો, દાદાજી!

( પ્રેમશંકર અને દીનાનાથને ઈશારો કરે છે. )

ભોલા—રજા આપું! વિદાય કરૂં! મારાથી એ નહિ થાય, સરસ્વતી! મારી બેટી! ( વળગી પડે છે. )

દીના—ચાલો ભોલનાથ! ( હાથ પકડે છે. )

ભોલા—જાઓ–હું નહિ આવું.

સર—જાઓ દાદાજી!–મારા દાદા!—( રડે છે ) લઇ જાઓ મામાજી!

ભોલા—હું નહિ જાઉં. હું પણ તારી સાથે ફાંસીએ લટકીશ. હું નહિ જાઉં.

સર—પકડીને લઈ જાઓ મામાજી!

( દીનાનાથ અને પ્રેમશંકર ભોલાનાથને જબરજસ્તીથી ખેંચી લઈ જાય છે. ભોલાનાથ 'છોડો, હું નહિ જાઉં.' કહી છૂટવાનો પ્રયત્ન કરતો બહાર ચાલી જાય છે. સરસ્વતી માથું નીચું ઘાલી રોવા માંડે છે. પુનઃ ભાનમાં આવી હિમ્મત પકડે છે. )

સર—ચાલો, હું તૈયાર છું જેલર સાહેબ!

( પહેરેદારો સરસ્વતીનું મ્હોં ઢાંકી દે છે. બન્ને હાથ પાછળ બાંધે છે. કર્મચારી સરસ્વતીને માચડાપર ચઢાવે છે. )

( ડૉકટર અને મૅજીસ્ટ્રેટનો પ્રવેશ. બન્ને ઘડીઆળ જુએ છે. મૅજી-સ્ટ્રેટ ફાંસીનો હુકમ વાંચે છે. )

મૅજી—બન્દિની ! મુન્ની વેશ્યાના ખૂન માટે તને ફાંસીની સજા થઇ છે. એ આજ્ઞાનું હું પાલન કરૂં છું. ઇશ્વર તને ક્ષમા કરે !—જલ્લાદ ! તારી ફરજ બજાવ—

( જલ્લાદ સરસ્વતીના ગળામાં ફાંસીની દોરી નાખે છે, )

મૅજી—( મ્હો ફેરવીને )—One—two—

( ઉતાવળી ઉતાવળી મુન્ની આવે છે, )

મુન્ની—ખબરદાર ? નિરપરાધિનીને ફાંસી ન દેશો—નિરપરાધિનીને ફાંસી ન દેશો. મુન્નીનું ખૂન કોઇએ કર્યું નથી. મુન્ની જીવતી છે.

મૅજી—તમે કોણ છો ?

મુન્ની—હું જ મુન્ની છું !



# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થાનઃ—કાશીઃ ગંગાતટે એક ઝુંપડી.
સમયઃ—રાતઃ ધીરે ધીરે વર્ષાદ પડે છે.
પાત્રોઃ—ભોલાનાથ અને દીનાનાથ.

ભોલા—મેઘ ! રક્તનો વર્ષાદ વરસાવ. હવા ! ભીષણ વેગથી ગરજીને તોફાન મચાવ. સમુદ્ર ! સળગી ઉઠ. પૃથ્વી ! વચમાંથી ચાર ભાગ થઇ અગ્નિ વરસાવતી ચારે બાજુ ફરી વળ. અને હું ? હું મહાશૂન્યમાં એકલો ઉભો રહી તે જોઉં !—મનુષ્યો આટલા અકૃતજ્ઞ હોય છે !

દીના—ઘેર ચાલો.

ભોલા—આવું છું. સબુર કરો. પહેલા પ્રલયનું પૂર્ણ સ્વરૂપ જોઇ લઉં. પહેલા સૂર્યચંદ્રને બુઝાઇ જતા અને પૃથ્વીની શ્યામ શોભા બળીને ખાખ થઇ જતી જોઇ લઉં. નષ્ટ થઇ જાઓ—એક ધૂમકેતુની ટક્કરથી મહા જ્વાલામય વિધ્વંસ થઇ જાઓ !

દીના—તમારૂં મગજ ખરાબ થઇ ગયું છે.

ભોલા—પૃથ્વી અગર રહે તો તેના પરથી મનુષ્ય જાતિ લુપ્ત થઇ જાઓ અને તેને બદલે ફક્ત કાળા સાપ ઘૂમતા ફરો ! મનુષ્યો એટલા અધમ છે—અકૃતજ્ઞ છે !

દીના—ચાલો ભોલાનાથ !

ભોલા—મનુષ્યો કદિ રહે તો ફક્ત ચોર, લંપટ, અને દગાબાજોજ બચી રહો ! બાકીના બધા સડી સડીને નષ્ટ થઇ જાઓ ! ત્યારે આ બ્રહ્માંડ બહુ સારી પેઠે ચાલશે !...આહ !—

દીના—રાત કેટલી ગઇ છે—ખબર છે ?

ભોલા—પ્રેમ, દયા, સ્નેહ, પાતિવ્રત્ય, વાત્સલ્ય એ સર્વ પૃથ્વી-પરથી ઉઠાવી જાઓ, દયામય ! પ્રેમમાં ફક્ત કામવાસના રહો, બંધુત્વની ઉપર ઇર્ષ્યા રાજ્ય કરો, ઉપકારને દરવાજે કૃતઘ્નતા પહેરો ભરો ! આહારમાં વિષ રહો, શરીરમાં વ્યાધિ રહો, ઐશ્વર્યમાં અહં-કાર રહો, દારિદ્રયમાં તિરસ્કાર રહો ! ત્યારેજ મઝા આવશે ! ત્યારે જ પૃથ્વી મઝાની ચાલશે !

દીના—નહિ–તમે જબરજસ્તીથી સુવડાવ્યા વિના સુવાના નથી તો ! ચાલો ( હાથ પકડે છે )

ભોલા—છોડી દો. ( હાથ છોડાવીને ) ઓ ! તમે છો ?—તમે હજુ સાથે કેમ છો દીનાનાથ ! સ્નેહમય બંધુ ! દુનિયાના નષ્ટ થયલા પુણ્યોના એક માત્ર અવશેષ ! તમે એકલા કેમ મારી સાથે રહ્યા છો ? બધા ગયા—તમે પણ જાઓ. જે પૃથ્વીપર આજે દક્ષિણ્ય ભિખારી છે, ઉપકારની કદર નથી, સ્નેહને લાત મારવામાં આવે છે ત્યાં તમે શામાટે રહો છો ? બધા ચોર અને દગાબાજ છે !—કેવી સૃષ્ટિ બનાવી છે જગદમ્બા ! લે–તારી સૃષ્ટિ પાછી લઇ લે. દીનાનાથ !

દીના—ભોલાનાથ !

ભોલા—હવે એને મૈયા કહીને ન બોલાવશો. એ પોતાના સંતા-નને ઝેર આપે છે, સંતાન મૃત્યુની યંત્રણાથી તરફડે છે ને એ પાષાણહૃદયા તે જોઇ તાળી બજાવી અટ્ટહાસ્ય કરે છે ! મૈયા વળી એવી હોય ભાઇ ! એને ન બોલાવો.

દીના—તો કોને બોલાવું !

ભોલા—કેમ !–કેમ !–પણ–હા–તમે પણ સાચું કહો છો. કોને બોલાવું ? મૈયાને છોડીને કયાં જાઉં ? બીજું છે પણ કોણ ? માતાના જુલમની ફરિયાદ એજ માતાને કરવાની રહી ! બીજું કોણ છે ? કોણ છે ?

દીના—માતાની લીલા માતા જાણે ! તમે કોણ ?

ભોલા—બરાબર છે દીનાનાથ ! માતા કહી પુકારો–માતા કહી પુકારો !–પણ બધા શબ્દો, બધી પ્રાર્થનાઓ, બધા સંગિતોને દબાવી ને, જુઓ, મનુષ્યોની કૃતઘ્નતાની આ વિજયભેરી વાગી રહી છે ! મનુષ્યો આટલા અકૃતજ્ઞ છે એ મહાદુઃખમાં સર્વ દુઃખ, યંત્રણા અને અંતરદાહ ડૂબી જાય છે ! મારા હૃદયની અધીશ્વરી, સ્નેહની અધિષ્ટાત્રી સરસ્વતીની આત્મહત્યા પણ આ દુઃખના મહાવનમાં ભૂલાઇ જાય છે !

દીના—સરસ્વતીની આત્મહત્યા ન કહો ભોલાનાથ !

ભોલા—ત્યારે શું કહું ?

દીના—આત્મોત્સર્ગ કહો ! હિન્દુઓને ઘેર ઘેર સાવિત્રીની પુજા થાય છે ! પણ હિન્દુઓના પ્રત્યેક ઘરમાં સાવિત્રી સરીખી દેવીઓ હજુ હયાત છે ! પોતાની વસ્તુની કોઇ યોગ્ય કદર નથી કરી શકતું ભોલાનાથ !

ભોલા—સાચી વાત છે, દીનાનાથ ! સરસ્વતીએ સ્વામીને બચાવવા પોતાનો પ્રાણ દઇ દીધો છે. એ ચાલી ગઈ અને જગતને માટે મુકી ગઇ છે એક અખંડ જ્યોતિ ! એનું મને દુઃખ નથી–પણ એણે ગળામાં ફાંસી લગાવી ! ગળામાં ફાંસી લગાવી ! મારી સાથે રહીને ગળામાં ફાંસી લગાવી !–અને હું ઉભો ઉભો તે જોઇ રહ્યો.

દીના—તમે તો કંઇ જોયું નથી.

ભોલા—જોયું છે. એના ગોરા ગળાની આસપાસ જલ્લાદે રસ્સી નાખી ને પછી દોરી ખેંચી ફાંસી દઇ દીધી !–દીનાનાથ ! એ લોકોએ એને કેવી રીતે ફાંસી દીધી ?

દીના—કેવો વિચિત્ર ભ્રમ છે !–તમે સ્મૃતિ અને કલ્પના વચ્ચેનો તફાવત સમજતા નથી.

ભોલા—એજ દોરી ગળામાં પહેરી મારી પુત્રી લટકી રહી–પૃથ્વી કંપી ઉઠી–સંસાર અંધકારમાં ડુબી ગયો.

દીના—ફરી એજ દીવાનાપણું શરૂ થયું.

ભોલા—સ્હવારની સમીરલહરીથી, એના લટકતા શરીરની શોભા વધી ગઇ! પછી બધું એકદમ અચેત–સ્થિર થઇ ગયું! સ્નેહથી સજલ નીલી આંખો આકાશ તરફ જોતી રહી ગઇ! શ્વેત મોતી જેવા દાંતોની ઉપર, બન્ને મૃદુ–મધુર–લાલ ઓઠો પર ફીણુ આવી ગયું! એનું સુલાયમ શરીર કાષ્ટ જેવું સખ્ત અને નિઃચેષ્ટ બની ગયું. મેં ઉભા ઉભા એ જોયા કર્યું! અરેરે!

દીના—ધીરજ ન છોડો.

ભોલા—ત્યાર પછી તેના શરીરમાંથી તેનો જ્યોતિર્મય આત્મા સ્વર્ગમાં ઉડી ગયો. તે કેવો સુન્દર હતો!

દીના—એવા વિચાર કરવાથી હવે શું વળશે?

ભોલા—નહિ. નહિ મનુષ્યની કૃતઘ્નતા! આવ–આ દૃશ્યને ઢાંકી દે! વીજળીના કડાકા આવી આ રૂદન અટકાવી દો! રક્તપાત! નીચે ઉતરી આવી સુન્દર ધ્વંસને ડુબાવી દે!

દીના—એકવાર આ ચિન્તા અને બીજીવાર બીજી ચિન્તા! આમ કરવાથી તમે મરી જશો.

ભોલા—જીવતો રહું! લૂલો, લંગડો, રોગી થઇ જાઉં, શલની પીડા થાય, માથાના દર્દથી માથામાંથી આગની ચીણગારીઓ નીકળે–તો પણ જીવતા રહેવું પડશે!–હા–હા–જીવતા રહેવું પડશે! જાઓ દીનાનાથ! જઇને સુઇ જાઓ. હું પણ સુવા જાઉં છું–કાળી નાગણે બહુ કાતિલ ડંખ દીધો છે.

(જાય છે.)

દીના—હાયરે અભાગી! આટલો પ્રેમ લઇ સંસારમાં શા માટે આવ્યો? (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થાનઃ**—ભોલાનાથનું ઘર.

**સમયઃ**—પ્રાતઃકાલ.

**પાત્રોઃ**—પ્રેમશંકર, કાલીચરણ, મુન્ની, વિગેરે.

મુન્ની—બાબુ ભગવાનદાસે મને પીસ્તોલ મારી હતી એ વાત સાચી છે પણ તેથી મને દારૂણ જખમ થયો ન્હોતો. સ્હેજ ચોટ લાગી હતી. હોંશમાં આવતાંજ મેં જોયું કે તે જગ્યાએ કોઇ નથી. મારી પિસ્તોલ પગ પાસે પડી છે! પિસ્તોલ લઇ હું બહાર ગઇ! તરતજ પાડોશીઓ ભેગા થયલા જણાયા. તેઓ બુમાબુમ કરી રહ્યા હતા. હું પિસ્તોલને વસ્ત્રમાં છૂપાવી એક ગાડીમાં બેસી ગઇ. કોઇએ મારા તરફ લક્ષ આપ્યું નહિ. ઘેર જઇને સાંભળ્યું કે બાગમાં ખૂન થયું છે. મને રાત્રે ઉંઘ આવી નહિ. મધરાત્રે હું ઘર છોડી નાસી ગઇ.

કાલી—પછી?

મુન્ની—પછી વર્ત્તમાનપત્રમાં મેં વાંચ્યું કે મુન્નીના ખૂન માટે સરસ્વતી નામની સ્ત્રીને ફાંસીની સજા થઇ છે.

કાલી—The hungry judges soon the sentence sign;
And wretches hang that jury men may dine*

પ્રેમ—ત્યારે ભગવાનદાસે ગોળી મારી હતી ખરી?

મુન્ની—હા.

પ્રેમ—આ વાત તેં અદાલતમાં કેમ ન કહી?

મુન્ની—એનું કારણ એ છે કે એ ગમે તેવા હોય પણ બહેન સરસ્વતીના સ્વામી છે.

---

* ભૂખ્યા ન્યાયાધિશો તરતજ મોતની સજાના હૂકમ ચીતરે છે ને અભાગીને ફાંસીએ લટકાવી દે છે કે જેથી જુરરો ઘેર જઇને જલદી જલદી ભોજન કરે!

પ્રેમ—તેથી તેં એમ કહ્યું કે તુંજ આપઘાત કરવા ચાહતી હતી? તેથીજ તેં જૂઠી સાક્ષી આપી?—અજાયબી છે!

કાલી—Woman's at best a contradiction still.

(જાય છે.)

(ઉદ્ભ્રાન્ત ભાવે, વિખરાયલા વાળ સાથે સરસ્વતી અને તેની પાછળ ભવાનીપ્રસાદ આવે છે.)

સર—મામા! તમે દાદાજીને જવા દીધા!

પ્રેમ—અરે! હું જાણુતો હોત તો જવા દેત બેટી? બીજે દિને સવારે ઉઠતાંજ જણાયું કે તેમનો ને દીનાનાથનો પત્તો નથી.

સર—અને ભવાનીદાદા! તમે પણ—

ભવાની—જેવી મૈયાની ઇચ્છા! (આંસુ લૂછતો લૂછતો ચાલી જાયછે.)

સર—દાદાજીએ જરૂર આપઘાત કર્યો હશે મામા!

પ્રેમ—નહિ. બેટી! કંઇ ભય નથી. દીનાનાથજી સાથે છે. કંઇ ભય નથી. હવે ઘરમાં ચાલ. તારી મામી પાસે જા. કંઇ ચિન્તા નથી.

સર—મારા દાદાજીને લાવો—મારા દાદાને લઇ આવો.

પ્રેમ—લાવીશ. તે જ્યાં હશે ત્યાંથી લઇ આવીશ. ઘરમાં જા. દીકરી!

સુમી—મારેજ લીધે આ બધી આફતો આવી.

સર—તું શું બોલે છે બહેન? તેંજ મારી રક્ષા કરી છે. જો ફરી દાદાજીનું મ્હો જોઇ શકું તો તે તારાજ પ્રતાપ છે. પણ જો દાદાજી નહિ મળે તો—તો—આપઘાત કરીશ.

સુમી—ખબરદાર, બહેન! એના કરતાં તો ફાંસી પર લટકવુંજ સારૂં હતું. આત્મહત્યા કરવાનો અધિકાર કોઇને નથી—મને પણ નહિ.

(ભવાનીપ્રસાદ પુનઃ આવે છે.)

ભવાની—બેટી! દાદાજીનો પત્તો મળી ગયો.

સર—ક્યાં છે? ક્યાં છે મારા દાદાજી?

ભવાની—કાશીમાં. આ લ્યો દીનાનાથનો પત્ર હમણાંજ મળ્યો.

(પ્રેમશંકરને પત્ર આપે છે.)

સર—ભવાનીદાદા! આજેજ કાશી ચાલો! હમણાંજ—આ પલે.

પ્રેમ—આ શું બેટી! તારા પગ પણ ઠરતા નથી—ઘરમાં જા!—આ શું? (જમીન પર પડી જતી સરસ્વતીને પકડી લે છે.)

સર—ત્યારે દાદાજી હજુ જીવે છે! મામા! મામા! (રડે છે.)

પ્રેમ—આમ શું કરે છે, દીકરી? આવ, ઘરમાં આવ.

(પ્રેમશંકર અને સરસ્વતી જાય છે.)

ભવાની—દયામયી મૈયા? તેં બેટી અને દાદાજી બન્નેને મોતના મ્હોંથી બચાવી પાછાં મોકલી દીધાં! તો હવે આ ઘર પણ પાછું આપ મૈયા! બીજું કંઇ જોઇતું નથી. પાછો આવી દાદા અને સરસ્વતી સાથે આ ઘરમાં પગ મુકી શકું એવું કર મૈયા! જમીનદારી ભલે જાય—બાપદાદાનું આટલું ઘર બચાવી લે!

મુન્શી—કેમ? હવે આ ઘર કોનું છે?

ભવાની—ગૌરીનાથનું! દસ્તાવેજ રજીસ્ટર કરાવી હવે કબજો લેવોજ બાકી છે.

મુન્શી—કેવો દસ્તાવેજ!

ભવાની—દગાથી બનાવેલો!—બદમાશે રૂપિયા આપ્યા વિના દાદાજીની સહી લઇ લીધી. મૈયા! તારા રાજ્યમાં આમ ધોળે દહાડે ધાડ પડે છે?

મુન્શી—દસ્તાવેજ રજીસ્ટર થઇ ગયો?

ભવાની—નહિ.

મુન્શી—ધારો કે એ દસ્તાવેજ આપણા હાથમાં આવી જાય તો કંઇ હરકત છે?

ભવાની—નહિ.

મુન્શી—તો એક બે દિનમાં દસ્તાવેજ આપને મળી જશે. આપ નિશ્ચિંત રહો.

ભવાની—કેવી રીતે ? કેવી રીતે ?

મુન્ની—( મલિન હાસ્ય સહિત ) વેશ્યાને માટે કંઇ અસાધ્ય નથી.

ભવાની—મુન્ની ! ખબર નથી પડતી કે પૂર્વજન્મના ક્યા પાપને લીધે તારો વેશ્યાને ત્યાં જન્મ થયો !

મુન્ની—વેશ્યાઓને ધિક્કારો નહિ. તે બહુ અભાગી છે. તેના પર દયા રાખો. તેને ઘર નથી, પરિવાર નથી, બંધુ નથી, મિત્ર નથી, કોઇ નથી. તે માનો અંધારી રાત્રે વસ્તીવાળા રસ્તા પરથી બન્ને બાજૂ જોતી ચાલી જાય છે. કોઇ કંગાલની ઝુંપડીમાં ગ્યાસ-તેલનો દીવો ટમટમે છે—પતિ પત્નીના વિમલ પ્રેમપૂર્ણ હાસ્યના ફૂવારા ઉડી રહ્યા છે; બાળકો પ્રેમની ગોદમાં સુખે સૂઇ રહ્યાં છે. એ બધું તે જુએ છે અને શિયાળાની ઠંડીના તીક્ષ્ણતર દંશનનો અનુભવ કરે છે—મનમાં ને મનમાં બળીને ખાખ થઇ જાય છે. કરોડો તારાઓની વચમાંથી તે લક્ષ્યહીન ધૂમકેતુ પેઠે દોડતી ચાલી જાય છે—ચાલી જાય છે કેમકે ચાલી જવા સિવાય કોઇ ઉપાયજ નથી. એનું હાસ્ય મસાણની ચિતાની આગ સમાન છે—મસાણની ચિતા જેટલી ઉજ્જ્વલ છે તેટલીજ જ્વાલામયી છે ! અંતે એ હાસ્ય અગ્નિની પેઠે બળી બળીને બુઝાઇ જાય છે—નષ્ટ થઇ જાય છે ત્યારે તેનો દીર્ઘ નિઃશ્વાસ મસાણની ગરમ હવામાં લીન થઇ જાય છે ! તે પોતેજ પોતાની જાતને ધિક્કારી રહી છે—તેના પર તમે લોકો તમારા ધિક્કારનો બોજો નાખી તેને વધુ ન દબાવો. ( નીચું જોઈ ઉભી રહે છે. )

ભવાની—ધિક્કાર !–અરે ! જો તું મારી કન્યા હોત—

મુન્ની—તો !—

ભવાની—તો હું જરા પણ સંકોચ વિના તને મારા ઘરમાં વધાવી લેત !

મુન્ની—ઘરમાં રાખી લેત ?

ભવાની—હા. બેટી ! જ્યારથી મેં તને જોઇ છે ત્યારથી મારા

મનમાં તારે માટે અસીમ અનુકંપા અને કરૂણાનો ભાવ ઉત્પન્ન થયો છે. ખબર નથી પડતી કે કેમ ? મને એમ લાગે છે કે તું વેશ્યા નથી–કોઇ પલે એમ પણ લાગે છે કે એક દિન તું ખરેખર મારીજ પુત્રી હતી—

મુન્ની—( કંપિત સ્વરે ) અને હું જો ખરેખર આપની જ પુત્રી હોઉં !

ભવાની—ખરેખર મારી પુત્રી ! તું ! એમ કેમ બને ? વેશ્યાના ઘરમાં તારો જન્મ થયો છે !

મુન્ની—વેશ્યાના ઘરમાં મારો જન્મ નથી થયો.

ભવાની—ત્યારે ?

મુન્ની—આકાશ ! મ્હો ઢાંકી લે ! પૃથ્વી ! કાન બંધ કરી દે ! આજ એ વાત પ્રકટ કરીશ. પિતાજી !

( એમ કહી આગળ વધે છે, ભવાનીપ્રસાદ પાછળ હઠે છે. )

મુન્ની—પિતાજી ! આ વાત હું આ જિન્દગીમાં પણ પ્રકટ ન કરત; પણ તમે મારૂં સાહસ વધારી દીધું. પિતાજી ! હું ખરેખર આપની પુત્રી—

ભવાની—શું ? તું મારી પુત્રી છે ? મારી પુત્રી તો મરી ગઇ હતી !

મુન્ની—એ અભાગણી મરી ન્હોતી ! ( આગળ વધીને ) પિતાજી ! ( પાછળ હઠીને ) નહિ. આમ નીચું જોઇ રહ્યા છો ! લજ્જા, તિરસ્કાર અને ક્રોધથી આપનું વદન લાલ થઇ ગયું છે ! નહિ. નહિ. મને ધિક્કારો, મારો ત્યાગ કરો, પગે છૂંદીને ચાલ્યા જાઓ.

ભવાની—પુત્રી ! તારૂં મરવુંજ સારૂં હતું ! ( હાથ જોડીને ઉપર જોઇને ) આ કેવી વિકટ પરિક્ષા લે છે, મૈયા ! હૃદયમાં શક્તિ આપ, મૈયા !

મુન્ની—નહિ પિતાજી ! મેં જે કહ્યું તે ભૂલી જાઓ ! હું

આપની પુત્રી નથી. હું આપની કોઇ નથી. હું કાળા સાગરની ઉપર એક તરંગ પેઠે જન્મી હતી—પુનઃ એજ કાળા સાગરમાં મળી જઇશ.

ભવાની—( આગળ વધીને ) મુન્ની !

મુન્ની—હું અસ્પર્શ્ય છું. મને અડશો નહિ—અડશો નહિ.

( ત્વરાથી ચાલી જાય છે. )

( ભવાનીપ્રસાદ જરા વાર વિચાર કરી ગાવા લાગે છે. )

અભાગી મોસોં ઔર ન કોઈ,
પાય મહાનિધિ અનાયાસ હી હાય ! મૂઢ મૈં ખોઈ—અભાગી૦
અન્ધકારમેં રાહ ન સૂઝત, મૈયા કહાં ગઈ તું,
બોલત નહિ, પુકારત કબકા, ઐસી નિઠૂર ભઇ તું—અભાગી૦
સાથ છોડી સબ સગે સીધારે, નેક દયા નહિ આઈ,
તુ ન છોડ, મુખ મોડ ન મોંસોં, તોસોં આસ લગાઈ—અભાગી૦

( પ્રેમશંકર પાછો આવે છે. )

પ્રેમ—મુન્ની ચાલી ગઇ ?

ભવાની—કોણ ?—નહિ—હા—ચાલી ગઇ. ( ગાય છે. )

પ્રેમ—ભવાનીપ્રસાદ! રડો છો ?

ભવાની—કયાં ? નહિ—નહિ. ( ગાતો ગાતો જાય છે. )

પ્રેમ—આ શું ? આ કોણ છે ? ગૌરીનાથ કેમ આવ્યો હશે ?

( ગૌરીનાથ, કાલીચરણ અને તેમની પાછળ ક્રોધિત કામતાપ્રસાદ તથા શિવદયાલ આવે છે. )

ગૌરી—ભોલાનાથનો કંઇ પત્તો મળ્યો ?

પ્રેમ—આપને તેમની પરપુછ કરવાની શી જરૂર છે ?

ગૌરી—દસ્તાવેજ રજીસ્ટર કરવો છે ! તે જો સંતાતા ફરશે તો હું પોતે જઇ રજીસ્ટર પાકું કરાવી લઇશ. આ લોકો સાક્ષી છે.

શિવ—કદિ નહિ.

ગૌરી—શું ?

કામતા—રસ્તામાં મેં કહ્યું હતુંને કે સમજાવટ કરી લો.

પ્રેમ—શાની સમજાવટ ?

શિવ—સમજાવટ કરો.

ગૌરી—( દસ્તાવેજ કાઢીને ) આ તમારી સહી છે.

શિવ—સહી બનાવટી છે.

ગૌરી—તમે સાક્ષી નથી ?

શિવ—એ વાતનો સાક્ષી નથી; સાક્ષી બીજી વાતનો છું. કેમ કામતા !

ગૌરી—આ બધું તમારૂં કારસ્તાન છે કાલીચરણ !

કાલી—સંભવિત છે ! ગૌરીનાથ ! હું આટલા દિવસ ફક્ત દર્શકની પેઠે નિરપેક્ષ ભાવથી બન્ને બાજુના રંગ ઢંગ જોઇ રહ્યો હતો. તમે એક સ્ત્રીનું ખૂન કર્યું છે તે જાણવા છતાં હું ઉદાસીન રહ્યો હતો. That only shows a philosophic mind પણ જ્યારે તમે દગાબાજી કરીને એક સતીને ફાંસીના તખ્તાપર ચઢાવી દીધી અને ઋષી તુલ્ય ભોલાનાથજીને દેશપાર કર્યા ત્યારે મારા philosophic mind માં પણ ભારી પ્રહાર થયો ! બસ હવે નહિ ! સાચી વાત કહી દો શિવદયાલ ! પછી જે થવાનું હશે તે થશે ! Do well and right and let the world sink.

ગૌરી—( ઉતરેલે મ્હોડે ) આ શું ? હેં !—તો હું હમણાં જાઉં છું પ્રેમશંકર ! —આવો શિવદયાળ ! ચાલો કામતાપ્રસાદ ! એક કામ છે.

( બરાબર એજ સમયે ભવાનીપ્રસાદ આવીને ગૌરીનાથની ગરદન પકડે છે. )

પ્રેમશંકર અને કાલી—અરે ! આ શું કરો છો ? શું કરો છો ?

ભવાની—નીકળ બહાર, પાજી કૂતરા !. હજી સુધી તો આ ઘર દાદાજીનું છે. બહાર જા !

( લાત મારીને દાદરપરથી ગબડાવી દે છે. )

ભવાની—ઠીક કર્યુંને ?

પ્રેમ—હા. ઠીક કર્યું (જાય છે.)

ભવાની—(શિવદયાલ અને કમલા તરફ જોઇને) સારૂં કર્યું ને ?

બન્ને—ઘણું સારૂં કર્યું.

શિવ—બસ હવે ચૂપ નહિ રહું. આજેજ જાહેર કરી દઇશ. હવે એ પાજીનો સાથ ન જોઇએ.

(બન્ને જાય છે.)

ભવાની—(કલીચરણને) કેમ સાહેબ! ઠીક કર્યુંને ?

કાલી—ખૂબ કરી! Perhaps it was right to dissemble your love. But why did you kick him down stairs ?

(ભવાનીપ્રસાદ શાંત ભાવે ગાતો ગાતો જાય છે.)

અભાગી મોસોં કોઈ ન ઓર !

પાય મહાનિધિ અનાયાસહી હાય મુઢ મૈં ખોઈ—અભાગી.

---

## પ્રવેશ ૩ જો.

સ્થાનઃ—મુન્નીનું ઘર.

સમયઃ—સંધ્યાકાલ.

પાત્રોઃ—મુન્ની, ગૌરીનાથ વિગેરે.

(મુન્ની બારી પાસે ખુરશી નાખી બહાર જોતી બેઠી છે.)

મુન્ની—કેવી કાલી ઘટા છવાઇ ગઇ છે! આજે તોફાન થશે.

(દાસી આવે છે.)

દાસી—બાઇ !

મુન્ની—(કઠોર સ્વરે) કેમ ?

દાસી—બાબુ ગૌરીનાથ આવ્યા છે.

મુન્ની—ગૌરીનાથ! ગૌરીનાથ કોણ ?

દાસી—તમે એમને બોલાવ્યા હતા?

મુન્ની—ઓહ! ગોરીનાથ બાબુ! સમજી. આજ શું વાર છે? અહા?–હા–હા–બોલાવ્યા હતા–ઉપર બોલાવી લાવ.

( દાસી જાય છે. )

મુન્ની—આ માટે બોલાવ્યો છે અને શું કરવું પડશે! મૈયા! એમાં જો કંઇ પાપ હોય તો ક્ષમા કરજે. આ મારા જીવનનું અંતિમ પાપ છે. તૈયાર થઇ જાઉં.

( પિસ્તોલ કાઢી વસ્ત્રમાં છૂપાવી લે છે. )

મુન્ની—હવે હું તૈયાર છું.

( દાસી સાથે ગોરીનાથ આવે છે. )

મુન્ની—આઇએ! લછીયા! બહારથી દરવાજો બંધ કર.

( દાસી જાય છે. )

મુન્ની—બંધ કરી લે—સ્ટોપર મારી દે!

ગૌરી—બહારથી દરવાજો બંધ! કેમ?

મુન્ની—ઓ! ભૂલ થઇ ગઇ–ખયર, જવા દો ( હસીને ) જરૂર પડતાં લછીયા તરત ખોલી દેશે.

ગોરી—આજ કેવો મઝાનો ઠાઠ કર્યો છે? કેવી ખુબસુરત દેખાય છે?

મુન્ની—ખુબસુરત જણાઉં છું!–ઠીક–હવે જુઓ. ( અનેક વીજળીની બતીઓ સળગાવી દે છે. )

ગૌરી—ઓહો! તું આટલી સુન્દર છે! કેવું અદ્દભૂત–કેવું સુન્દર રૂપ છે? સુન્દરી!

( આગળ વધે છે. )

મુન્ની—સબુર! હવે જુઓ! ( અંધારૂં કરે છે. ) જણાય છે?

ગૌરી—નહિ ક્યાં છે? ક્યાં છે તું પ્રાણેશ્વરી?

મુન્ની—આ રહી ( લીલા રંગની બતી કરે છે. )

( ગોરીનાથે જોયું કે મુન્ની કંઈક વાંકી ગરદન કરી ઉભી છે. પગ સૂધી બાલ લટકી રહ્યા છે. તેના એક હાથમાં કાગળ અને બીજા હાથમાં પિસ્તોલ છે. )

ગૌરી—આ શું છે ?

મુન્ની—( કાગળ બતાવીને ) સહી કરો.

ગૌરી—એ શું છે ?

મુન્ની—તમારા પુત્રપર પત્ર છે. એ પત્ર લાવનાર સાથે દસ્તાવેજ મોકલવાનું એમાં લખ્યું છે. વાંચો, વાંચીને સહી કરો.

ગૌરી—( કાગળ અને કલમ લઇને તથા વાંચીને ) ઓ ! તો શું મારે સહી કરવી પડશે ?

મુન્ની—હા. સહી કરો.

ગૌરી—નહિ. કદિ નહિ.

મુન્ની—આ જુઓ છો ? ( પિસ્તોલ બતાવે છે. ) સહી કરો.

ગૌરી—કદિ નહિ. શું કરશે ?

મુન્ની—સહી કરો. ( પિસ્તોલની નળી તાકીને ) હમણાં સહી કરો—નહિ તો—

ગૌરી—ઉભી રહે. કરૂં છું. ( સહી કરે છે. )

મુન્ની—( પત્ર કવરમાં મુકીને ) બહુ લાયક અને ફર્માબરદાર આદમી છો ! લછિયા ! લછિયા !

( દાસી આવે છે. )

મુન્ની—આ લે ( પત્ર આપે છે. ) જેમ કરવાનું કહ્યું છે તેમ કરજે. જો જે ! કંઇ ભૂલતી નહિ. જા, દરવાજો પાછો બંધ કરી દે.

( દાસી બહાર જઇ દરવાજો બંધ કરે છે. )

( મુન્ની પુનઃ રોશની સળગાવે છે. )

મુન્ની—( હસીને ) જોયું ને બાબુજી ! તમારા કરતાં પણ ઉત્તમ ચાલાકી કરનાર દુનિયામાં હયાત છે !

ગૌરી—તારામાં મારી શયતાનીયત ભરી છે મુન્ની !

મુન્ની—વેશ્યાથી વધુ શયતાનીયત આ દુનિયામાં કોનામાં છે ? જેના સ્વરમાં છલ છે, હાસ્યમાં છલ છે, ચુમ્બનમાં છલ છે, આલિંગનમાં છલ છે; જે પોતાના શરીરને વેચે છે, આત્માને વેચે છે, જીવનનો જે પ્રેમ, તેને પણ વેચે છે; જે રાજાઓના મહેલને ઉલ્લુઓના અડ્ડા બનાવે છે, ઋષીઓની તપશ્ચર્યા મીટ્ટીમાં મીલાવી શકે છે, એક શહેનશાહતને પણ પાયમાલ કરી શકે છે; જેનું જીવનજ એક ભારી સજીવ મિથ્યાવાદ છે—આટલી બધી શયતાનીયત બીજા કોનામાં છે ?—પણ હું વેશ્યાની પુત્રી નથી. હું વિવાહિત પ્રેમનું ફૂલ છું. ( સ્વર કંપે છે. ) એ જો પહેલાથી જાણતી હોત તો કોઇ ખેડુતની સ્ત્રી થઈ પવિત્ર આનંદમય ગરિબાઇના નિર્મલ સુખનો લ્હાવો લેત ! પણ તમે મારૂં સત્યાનાશ વાળી નાખ્યું.

ગૌરી—( આશ્ચર્યથી ) મેં !

મુન્ની—હા. તમે !—મારા પિતા કોણ છે તે જાણો છો ?—નથી જાણતા ! જાણો કેવી રીતે ! તે સમયે તે પરદેશમાં હતા. પણ આ સમયે તમે તેમને સારી રીતે પીછાનો છો. લ્યો, સાંભળો. મારા પિતાનું નામ ભવાનીપ્રસાદ ! એમના ઘરને તમે સ્મશાન બનાવી દીધું. મારી માતાનું નામ હીરા ! તેને તમે તેના કુલથી, શીલથી ભ્રષ્ટ કરી. તેના જૂના, બુઢ્ઢા, વિશ્વાસુ નોકરને મારી નાખી, અંતે તમે તેનું પણ ખૂન કર્યું. મારા તરફ આમ ફાટી આંખે જોઇ શું રહ્યા છો ? તમે મારી માતાના ખૂની છો.

ગૌરી—કોણ કહે છે ?

મુન્ની—સાબીતી છે, પુરાવા છે, સાક્ષી છે.

ગૌરી—મુન્ની ! મુન્ની ! મને છોડી દે—મને જવા દે.

મુન્ની—સબુર ! હમણા જવા દઉં છું.

ગૌરી—મેં ખૂન કરવાના ઇરાદાથી ખૂન કર્યું નહોતું.

મુન્ની—એ કેફીયત અદાલતમાં હાકેમને કહેજો......આ જુઓ, કોણ આવે છે ?

( દ્વાર ખોલી પોલિસ સાથે ભવાનીપ્રસાદ, શિવદયાલ અને કમતાપ્રસાદ આવે છે. )

મુન્ની—દારોગા સાહેબ ! હું આ ગૌરીનાથપર મારી માતા હીરાના ખૂનનો આરોપ મુકું છું. આ બે ગૃહસ્થો સાક્ષી છે.

દારોગા—હાથકડી નાખો—

( સિપાઇઓ હાથકડી નાખે છે. )

મુન્ની—અને હવે પિતાજી ! આપની પુત્રી આપનીજ સામે પોતાના પાપનું પ્રાયશ્ચિત કરે છે. પ્રણામ ! ( કપાલપર પીસ્તોલ લગાવી ) પ્રણામ પિતાજી !

( એજ પલે આકાશમાં ભયંકર ગર્જના થાય છે. મુન્નીના હાથમાંથી પીસ્તોલ પડી જાય છે. અને તે બેહોશ થઈ જમીનપર પડે છે. )

ભવાની—માતા કાલીએ મારી પુત્રીને બચાવી લીધી ! ( મુન્નીનું માથું ખોળામાં મુકી ) મારી કમનસિબ પુત્રી ! મેં માતાજીની પ્રાર્થના કરી છે. માતાએ તને પોતાના ચરણમાં સ્થાન આપ્યું છે. હોંશમાં આવ, દીકરી !

મુન્ની—( ક્ષીણ સ્વરે ) પિતાજી !

ભવાની—પુત્રી !

---

## પ્રવેશ ૪ થો.

**સ્થાનઃ**—ભોલાનાથનો સુવાનો ઓરડો.

**સમયઃ**—રાત્રી.

**પાત્રોઃ**—ભોલાનાથ, સરસ્વતી.

( ભોલાનાથ હાથમાં કટાર લઈ આવે છે. )

ભોલા—નહિ. હવે નથી ખમાતું. હવે જીવનનો અંત આવવોજ જોઇએ. બસ, આજેજ ખતમ કરી નાખું ! પણ આત્મહત્યા !

માતા દુર્ગા! મારા આખા શરીરમાં ડંખે ડંખે ભાલા ભોંક—પછી તે મને અસહ્ય થઇ પડશે તો તરત પાપ જશે—બધું ખતમ થઇ જશે. પણ જો આમજ કરવું હતું તો મનુષ્યમાં દાનવની શક્તિ કેમ ન ભરી? આ ક્ષુદ્ર શરીરની વચમાં એક સ્નેહનો સમુદ્ર કેમ ભરી આપ્યો છે? રાક્ષસી!......હાય! જીવન નાટકના છેલ્લા અંકમાં એક મહાપાપ કરીને હું મરીશ.

(કટાર ટેબલપર મુકે છે ને પોતે ટેબલ પાસે બેસે છે.)

નહિ—એની જરૂર નથી. (ઉઠીને ફરે છે.) ઓહ! હવે નથી ખમાતું. રીબાઇ રીબાઇને—આમ પણ મરી રહ્યો છું!—એથી વધુ પાતક વળી બીજું કયું હશે!—ભગવતી! તેં મને આ જીવન દીધું છે—એ મારી સંપત્તિ છે—હું એને રાખું યા નાશ કરી દઉં તેમાં તને શું? કરીશ—આત્મહત્યા કરીશ—(ટેબલની પાસે જઈ હાથમાં કટારી લઈ તેને ઊછાળે છે.) નહિ. તારી જરૂર નથી. (ફરી કટાર મુકી ટેબલ પર માથું નાખી વિચારમાં પડે છે. પછી અચાનક ચોંકીને) આ શું? મને એ પુરાતન પ્રિય સ્વરે કોણ બોલાવી રહ્યું છે? મૃત્યુની પેલે પારથી તું મને બોલાવી રહી છે, બેટી!—ફરી અવાજ આવ્યો—દૂર છે—પાસે નથી—હવે તો જોસથી બુમ મારે છે—મનને મસ્ત કરી દે એવા સ્વરે બોલાવી રહી છે. આવું છું—આવું છું—બેટી! (કટાર ઉઠાવે છે) ક્યાં ગઇ? પુનઃ ચુપચાપ થઇ ગયું—પુનઃ ભયાનક નિઃસ્તબ્ધતા પ્રસરી ગઇ. કોઇ પણ જાગતું નથી. એકલો હું જાગું છું. કોઇ પણ જોતું નથી. ફક્ત આ પુનમનો ચંદ્ર સ્થિર થઇ જોઇ રહ્યો છે! ચન્દ્રમાની પાસે પેલું કોણ છે? સરસ્વતી છે કે? એ મને હાથ લાંબા કરી કરીને બોલાવી રહી છે! નહિ—ક્યાં? ત્યાં તો કોઇ પણ નથી......બધો ભ્રમ છે. (બેસી જાય છે. પુનઃ અચાનક ઉભો થઇને) ફરી બોલાવ્યો—એજ અવાજ! એજ સ્નેહાળ સુરીલો સ્વર! બહુ નજીકથી સ્વર આવે છે—નહિ—નહિ—ભ્રમ છે. સરસ્વતી

મને બોલાવે છે—જુઓ, આ બીજો અવાજ !......એ શું છે ? શું એનો સ્વર રાત્રીના પવનમાં આમ તેમ ગુંજી રહ્યો છે ? ...આહ ! એજ બોલાવે છે—એજ બોલાવે છે. લે—આવું છું બેટી ! ક્ષમા કરજે જગદમ્બા ! ( છાતીમાં કટાર મારે છે, )

( એજ પલે દાદાજી—દાદાજી કરતી સરસ્વતી દ્વાર ખોલી ભવાનીપ્રસાદ સાથે આવે છે, અને ભોલાનાથને વળગી પડે છે. ભોલાનાથના હાથમાંથી કટાર પડી જાય છે, દીપક બુઝાઈ જાય છે.)

ભોલા—કોણ છે તું માયાવિની !

સર—હું તમારી પોત્રી સરસ્વતી છું, દાદાજી !

ભોલા—તું તો મરી ગઇ છે. મને લેવા આવી છે ?

સર—નહિ. હું મરી નથી. તમને છોડીને હું કયાંય પણ જઇ શકું દાદાજી ?

ભોલા—તું મરી નથી ! તેં ગળામાં ફાંસીની દોરી નાખી હતી.

સર—નહિ. દાદાજી !

ભોલા—ત્યારે એ બધો ભ્રમ છે ! જૂઠી વાત છે ! આટલો સમય તું ક્યાં હતી, નિષ્ઠુર ?

સર—પણ આ લોહી ! આ શું દાદાજી ?

ભોલા—હું જાઉં છું, દીકરી !

સર—ક્યાં દાદાજી !

ભોલા—પેલે પાર ! જાઉં છું—સરસ્વતી ! દીકરી ! જાઉં છું ( સરસ્વતીને ગળે વળગીને મૃત્યુ પામે છે. )

---

## પ્રવેશ ૫ મો.

**સ્થાન:**—વેરાન મેદાન.

**સમય:**—ત્રીજો પહોર.

**પાત્રો:**—ભગવાનદાસ અને મુન્ની.

ભગ—દૂર ઉભી રહે ! તારા શ્વાસમાં નરકકુંડની દુર્ગંધ છે;

તારા ઓઠોમાં કાળી નાગણનું ઝેર છે; તારા સ્પર્શમાં ભયંકર આગની જ્વાલા છે. પાસે ન આવ. દૂર ઉભી રહે.

મુન્ની—કેમ? મેં તમારૂં શું બગાડયું છે?

ભગ—નહિ. કંઇ બગાડ્યું નથી. આગિયા, વૈતાલની પેઠે રૂપની જ્યોતિ બતાવી તેં મને ઘોર અંધકારમાં લઇ જઇ પટકયો; તોફાનની વચ્ચે ગંગાના પ્રવાહમાં ધકકેલી દઇ મને ડૂબાવી દીધો; મને આખા વિશ્વમાં પાજી, સંસારની નજરે તિરસ્કારને પાત્ર કૂતરા જેવો બનાવી છોડી દીધો. મને તેં કાયર, મિથ્યાવાદી, દગાબાજ, જુગારી, ખૂની—અરે! નીચ પશુથી પણ અધમ કરી નાખ્યો! હવે વધારે શું કરવું છે?

મુન્ની—બધો દોષ અમારોજ છે એમ! અમે પાપ, કપટ, સર્વનાશ—સર્વ છીએ—તે સ્વીકારી લઉં છું. અમે તો છીએજ એવી! અને જ્યાં સુધી મનુષ્યજાતિ રહેશે, પૃથ્વી રહેશે, સૃષ્ટિ રહેશે ત્યાં સુધી અમે છીએ અને રહીશું. રોગના જંતુઓ પેઠે, સરોવરની ગંદી લીલની પેઠે અમે જીવીએ છીએ અને જીવીશું. પણ તમે એ દુર્ગંધી વાતાવરણમાં પગ કેમ મૂકો છો? એ અંધારામાં આવીને શા માટે પડો છો? એ લીલની ઉપર ચાલવા કેમ જાઓ છો?...શું એ દોષ પણ અમારોજ છે?

ભગ—આ વાત સંભળાવવાને તું અહિં આવી છે?

મુન્ની—નહિ. હું તમને તમારી સહધર્મિણી પાસે લઇ જવા આવી છું.

ભગ—તેને તો ફાંસીએ ચઢાવી—મારે માટે—

મુન્ની—ફાંસીએ ચઢાવી—નહિ—એને નહિ!

ભગ—ત્યારે કોને?

મુન્ની—ગૌરીનાથને. (દાંત પીસીને) એ—નહિ—નહિ. હવે મને મૈયા મળી છે. હવે ક્રોધ શા માટે?—એ સતીને ફાંસી પર ચઢાવવામાં આવી નથી જો કે હવે તે આ જગતમાં નથી.

ભગ—તું શું કહે છે?

મુની—એમ કહું છું કે દાદાજીના મૃત્યુ પછી બીજેજ દિને એ સતીનું મૃત્યુ થયું.

ભગ—શાથી?

મુની—શાથી તે નથી જાણુતી. ડૅાકટર કે વૈદ્ય એ રોગ પારખી શક્યા નહિ. હું મરતી વખતે તેની પાસે હતી. તેલ પૂરૂં થવાથી દીવો જેમ ઓલવાઇ જાય છે તેવીજ રીતે એ સતીનો જીવનદીપક બુઝાઇ જતો મેં જોયો છે. એ દૃશ્ય હું કદિ પણ ભૂલી શકીશ નહિ. મેં કહ્યું: ‘ બહેન ! ક્યાં જાય છે તે જાણુ છે ? ’ સતીએ ઉપર હાથ કરી કહ્યું: ‘ પેલે પાર ! દાદાજીની પાસે. ’ પછી મેં પૂછ્યું કે તમારી આ સંપત્તિનું શું થશે ? દેવીએ હસીને મામા તરફ જોઇ કહ્યું: ‘ મામા ! દાદાજી વહેંચતા હતા તેમજ ગરિબોને વહેંચી દેજો ! ’ પછી મારા તરફ જોઇ કહ્યું: ‘ બહેન ! એમને મળે તો કહેજે કે હું છેલ્લા શ્વાસ સુધી એમનું કલ્યાણ ઇચ્છતી મરી છું. ’ બસ આટલું કહી એ સતીની આંખો સ્થિર થઇ સ્વર્ગ તરફ જોવા લાગી !

ભગ—તેં તો મને એમ કહ્યું હતું કે તું મને મારી સ્ત્રી પાસે લઇ જવા આવી છે. મારી સ્ત્રી તો સ્વર્ગમાં છે.

મુની—હું તમને એજ સ્વર્ગને રસ્તે લઇ જવા આવી છું.

ભગ—તું ! મને સ્વર્ગને રસ્તે લઇ જશે ? તું—વેશ્યા—

મુની—તમે તો વેશ્યાથી પણ અધમ છો. સતીને પેટે તમે જનમ્યા, સત્સંગમાં ઉછર્યા છતાં તમે શું કર્યું ? તમારે માટે નરકમાં પણ સ્થાન નથી. હું વેશ્યાના ઘરમાં ઉછરીને, વેશ્યાના કુલધર્મમાં દીક્ષિત થવા છતાં પણ એ અંધારી ખાઇમાંથી મારી શક્તિના પ્રતાપથી એક પર્વત જેવો બોજો ફેંકી દઇ ઉપર આવી છું ! અને તમે—જવા દો એ વાત ! હું તમને સ્વર્ગના રસ્તાથી દૂર લઇ ગઇ હતી—આજે હુંજ તમને એ સ્વર્ગને રસ્તે લઇ જઇશ. જો કે હું વેશ્યા

છું તો પણ આજે મારામાં એ શક્તિ છે. (મુન્ની ગર્વથી મસ્તક ઉંચું કરી ઉભી રહે છે.)

ભગ—(જોઇને સ્તંભિત ભાવથી) નહિ. નહિ. તુ વેશ્યા નથી. વેશ્યા આમ ગરદન વાંકી કરી, મસ્તક ઉંચું કરી ઉભી નથી રહેતી! વેશ્યા આવું ઉર્જ્વલ સ્નેહકરૂણ મૃદુ હાસ્ય નથી હસતી! વેશ્યા કદિ આમ સજલ અને નમેલાં નેત્રોથી અસીમ અનુકંપા સહિત નથી જોતી! તુ વેશ્યા નથી–કોણ છે તુ? કોણ છે તુ?

મુન્ની—હુ સ્ત્રી છું! માતાના પ્રસાદથી મારૂં કલંક ધોવાઇ ગયું છે. મેં આજે માતાના દર્શન કર્યાં છે.

ભગ—ક્યાં? ક્યાં? હુ તો આખી દુનિયામાં માતાને ઢૂંઢતો ફર્યો છું! એક દિન પાગલની પેઠે એક સંન્યાસીને ચરણે પડી મેં કહ્યું: 'મારી મૈયા ક્યાં છે?' તેણે કહ્યું: 'ઢૂંઢો. તો માતાના દર્શન કરશો.' તેં માતાના દર્શન કર્યાં છે? ક્યાં છે માતા? ક્યાં છે મૈયા?

મુન્ની—દર્શન કરવા છે? ચાલો.

(ભગવાનદાસનો હાથ પકડી લઈ જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થાન:—સ્મશાન.

સમય:—સંધ્યા.

પાત્રો:—ભગવાનદાસ અને મુન્ની.

ભગ—ક્યાં છે? મૈયા ક્યાં છે?

મુન્ની—અહિંજ મૈયા છે.

ભગ—(અત્યંત વિસ્મયથી) અહિં! આ તો મસાણ છે.

મુન્ની—એનાથી સુન્દર બીજી કઇ જગ્યા છે? આ જુઓ, પતિતપાવની ગંગામૈયા પોતાના ઉદ્દામ ઉચ્છ્વાસથી બન્ને કિનારાને પ્લાવિત કરતી વેગથી વહી જાય છે! જુઓ, નદીની પેલી પાર લાલ રંગ ધારણ કરી સૂર્યનારાયણ અસ્ત થઇ રહ્યા છે! ત્યાં જુઓ, પોતાની ભયંકર જીભ લપલપાવતી ભયંકર ચિતા સળગી રહી છે. જુઓ. કેટલાય લોકો મુરદાંઓ ખાંધ પર ઉપાડી આવી રહ્યા છે, લાશોને ઉતારી રહ્યા છે, જલાવી રહ્યા છે. માટીનું શરીર ધકધક બળી જાય છે. અને એ બધા એકી ટસે તે જોઇ રહે છે. પછી સદાને માટે પાર્થિવ સંબંધ તોડી શૂન્ય ઘર તરફ પાછા જાય છે! કેવું સુન્દર દૃશ્ય છે?

ભગ—(વિસ્મયથી) સુન્દર છે?

મુન્ની—અત્યંત સુન્દર છે! જીવનનો દીપક બુઝાઇ ગયો છે; વેદનાના ધબકારા બંધ પડી ગયા છે; સ્નેહનો મોહ બળી ગયો છે; કાળા વાદળની ઉપર વીજળી ચમકી રહી છે; જન્મની ઉપર મૃત્યુ ગરજી રહ્યું છે! એને લીધે મારી મૈયા સ્મશાનનિવાસિની થઇ છે!

ભગવાન—ક્યાં છે મૈયા?

મુન્ની—જરા પેલે પાર જુઓ! જુઓ!—શું દેખાય છે?

ભગ—લાલ રંગનો સૂર્ય અસ્ત થતો જણાય છે.

મુન્ની—ત્યાં નહિ! જીવનની પેલે પાર જુઓ. કંઇ દેખાય છે?

ભગ—નહિ—

મુન્ની—મૈયા!

ભગ—ક્યાં છે મૈયા?

મુન્ની—જરા હૃદયપૂર્વક મૈયા કહી બોલાવો. પછી જુઓ! દર્શન થાય છે કે નહિ! બોલાવો.

ભગ—મૈયા! મૈયા!

મુન્ની—દર્શન થયા? નહિ!–હું તો મૈયાને જોઇ રહી છું. (ઘુંટણીએ પડી હાથ જોડીને) વિશ્વવ્યાપિની, વિવસના ઉન્માદિની કાલી કરાલી મારી મૈયા! આહા! કેવી મૂર્તિ છે! બન્ને ભુજાઓ આકાશને ભેદી ઉપર ચાલી ગઇ છે, મસ્તકની ચારેબાજુ કરોડો ચંદ્ર–સૂર્ય અને ગ્રહો તથા તારાગણો નૃત્ય કરી રહ્યા છે; કમ્મરે વળગીને પૃથ્વી દુગ્ધપાન કરી રહી છે; ચરણો પર રસાતલ મુર્છિત ભાવથી પડયું છે! આ જુઓ! મૈયા પોતાની મુઠ્ઠીથી સંહાર અને સૃષ્ટિનો આવિર્ભાવ કરી રહી છે; એની જીભ્હામાં હૂંકાર અને અભયવાણીનું સંગિત ધ્વનિત થાય છે; એના હૃદયમાં જન્મ અને મૃત્યુ નાચી રહ્યા છે, એની સામે સ્વર્ગ અને પાછળ નર્કના બે મહા સમુદ્રો પેઠે પડયા છે! એની છાતીની ઉપર જગતના સઘળા પુણ્યાત્મા સુતા છે. આ જુઓ! તમારા દાદાજી, પેલી તમારી સ્ત્રી સતી સરસ્વતી; જુઓ, જુઓ, પેલી તમારી માતા સૂતી છે. જુઓ છો? જગન્માતાની છાતી ઉપર–'પેલે પાર' એ બધા સૂતાં છે!

ખતમ.